કર્મના બે પ્રકાર[1] સમજીને અસાધારણ જ્ઞાનવાળા મેધાવી ભગવાને કર્મોનો નાશ કરવાને અનુપમ ક્રિયાનો ઉપદેશ કરેલો છે. પ્રવૃત્તિ અને તજ્જન્ય કર્મબંધન[2] સમજીને ભગવાન પોતે નિર્દોષ અહિંસામાં પ્રવર્તતા હતા. ભગવાને સ્ત્રીઓને સર્વ પાપની કારણભૂત સમજીને તેમનો ત્યાગ કર્યો હતો. વસ્તુનુ સ્વરૂપ બરાબર સમજીને તે મહાવીર કદી પાપ ન કરતા, બીજા પાસે ન કરાવતા કે કરતો હોય તેને પ્રેરણા પણ ન આપતા. [ ૧૬-૭,૬૧ ]

ભગવાને પોતાને માટે તૈયાર કરેલું ભોજન કદી સેવ્યુ નથી. કારણકે, તેમ કરવામાં ભગવાન કર્મનો બંધ સમજતા હતા. પાપકર્મમાત્રનો ત્યાગ કરતા ભગવાન નિર્દોષ ખાનપાન મેળવીને જ તેનો ઉપભોગ કરતા. તે કદી બીજાના પાત્રમાં ભોજન ન કરતા, કે બીજાના વસ્ત્રનો ઉપયોગ ન કરતા. માનાપમાનનો ત્યાગ કરીને, કોઈનું શરણ ન ઇચ્છતા ભગવાન ભિક્ષા માટે ફરતા. [ ૧૮-૯ ]

ભગવાન ખાનપાનનુ માપ બરાબર સમજતા હતા. તેથી તે રસોમાં કદી લલચાતા નહીં તથા તેમની આકાંક્ષા

---

૧. કર્મના બે પ્રકાર તે ઐર્યાપથિક અને સાંપરાયિક. કષાયાદિપૂર્વક થતાં કર્મો તે સાંપરાયિક; તેમનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે. નિર્દોષ જીવન (ઈર્યા) ગાળવા છતા પાંપણના હાલવા ચાલવા વગેરે અવશ્ય થતી ક્રિયાઓ વડે થતી હિંસા વગેરેથી બંધાતુ કર્મ તે ઐર્યાપથિક; તે બંધાઈને તરત નાશ પામી જાય છે.

૨. મૂળમાં 'આદાનસ્રોત, અતિપાતસ્રોત અને યોગ' એવા ત્રણ શબ્દો છે. આદાનસ્રોત એટલે ઇંદ્રિયોની દુષ્ટ પ્રવૃત્તિજન્ય કર્મપ્રવાહ, અને હિંસાજન્ય કર્મપ્રવાહ તે અતિપાતસ્રોત; મનવાણી અને કાયાની પ્રવૃત્તિ તે યોગ.

રાખતા નહીં. ચોખા, સાથવો[1] અને ખીચડી લૂખાં[2] ખાઈને જ તે નિર્વાહ કરતા. ભગવાને આઠ મહિના સુધી તો એ ત્રણ વસ્તુઓથી જ ચલાવેલું. ભગવાન અડધા મહિના કે મહિના સુધી પાણી પણ ન પીતા. તે રીતે બે મહિના કે ૭ મહિના સુધી પણ વિહાર કરતા. હમેશાં આકાંક્ષા વિનાના તે ભગવાન કોઈ વાર ટાઢું અન્ન ખાતા; તો કોઈ વાર ૭, આઠ, દશ કે બાર ટંકો પછી જ ખાતા. [ ૫૮-૬૦ ]

ગામ કે નગરમાં જઈને બીજાને માટે કરેલો આહાર તે સાવધાનપણે શોધતા. આહાર લેવા જવાના માર્ગમાં ભૂખ્યાં તેમજ તરસ્યા કાગડા વગેરે પક્ષીઓને બેઠેલા જોઈને, તેમજ બ્રાહ્મણ, શ્રમણ, ભિખારી, અતિથિ, ચંડાળ, બિલાડો કે કૂતરો એ બધાને કોઈ ઘર આગળ ઊભેલાં જોઈને, તેમને આહાર મેળવવામાં વાંધો ન આવે તેમજ તેમને અપ્રીતિ ન થાય તે રીતે ભગવાન ત્યાંથી ધીરે ધીરે ચાલ્યા જતા અને બીજે ઠેકાણે અહિંસાપૂર્વક ભિક્ષાની શોધ કરતા. કોઈ વાર પલાળેલો, સૂકો કે ઠંડો આહાર લેતા; ઘણા દિવસની ખીચડી, બુક્કસ (બાકળા) અને પુલાગ[3] પણ લેતા. એ પણ ન મળે તો ભગવાન શાંતભાવે રહેતા. [ ૬૨-૬૭ ]

---

૧. મૂળ 'મંથુ'– એટલે કે ઠળિયા સહિત બોરનો ભૂકો.

૨. ટીકામાં લૂખા ઓદન એટલે કોદરા વગેરે, અને કુલ્માષ એટલે ઉડદ વગેરે એવો અર્થ છે

૩. ભૂસું, ફોતરાં અથવા તેમના જેવું નિસાર ખાદ્ય ટીકામાં બુક્કસ એટલે જૂના ધાન્યનો ભાત અને પુલાગ એટલે જવનો ભાત, એવો અર્થ છે.

ભગવાન રોગથી અસ્પૃષ્ટ છતાં પેટ ઊણું રાખીને જમતા અને કદી ઔષધ ન લેતા. શરીરનું સ્વરૂપ સમજીને ભગવાન તેની શુદ્ધિ અર્થે સંશોધન (જુલાબ) વમન, વિલેપન, સ્નાન અને દંતપ્રક્ષાલન ન કરતા. તેમ, શરીરના આરામ માટે ચંપી પણ ન કરાવતા. [૫૪-૫]

આમ કામસુખોથી વિરત થયેલા એ અબહુવાદી 'બ્રાહ્મણ' વિહરતા હતા. તેમણે કષાયોની જ્વાળા શાંત કરી હતી અને તેમનું દર્શન વિશદ હતું. પોતાની સાધનામાં તે એટલા બધા નિમગ્ન હતા કે તેમણે આંખ પણ કદી ચોળી નથી કે શરીરને ખજવાળ્યું નથી. રતિ તથા અરતિનો પરાજય કરી તેમણે આ લોકનાં તથા દેવયક્ષ વગેરેનાં અનેક ભયંકર સંકટો, તથા અનેક પ્રકારના શબ્દો અને ગંધો સમભાવે સહન કર્યાં. [૫૬,૧૧,૨૦,૩૨-૩]

ચાંચલ્યરહિતપણે ભગવાન અનેક પ્રકારનાં આસનો દ્વારા ધ્યાન કરતા અને સમાધિદક્ષ તથા આકાંક્ષા વિનાના થઈને તે ભગવાન ઊર્ધ્વ, અધો અને તિર્યગ્ લોકનો વિચાર કરતા. કષાય વિનાના, લાલચ વિનાના, શબ્દ અને રૂપમાં મૂર્છા વિનાના તથા સાધકદશામાં પરાક્રમ કરતા તે ભગવાન જરા પણ પ્રમાદ ન કરતા. તે પોતાની મેળે, સંસારનું સ્વરૂપ સમજીને આત્મશુદ્ધિમાં સાવધાન રહેતા હતા અને એ જ રીતે જિંદગી સુધી શાંત રહ્યા. [૬૭-૯]

મુમુક્ષુઓ એ જ રીતે વર્તે છે, એમ હું કહું છું. [૭૦],

एयं खलु तस्स भिक्खुस्स भिक्खुणीए वा सामग्गियं जं सव्वट्ठेहिं समिए सहिए सया जए त्तिबेमि । सू. २३२ ।

'ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે કે તે બધી બાબતોમાં રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમાં તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે.'

# ૧

# ભિક્ષા[1]

શ્રીસુધર્મસ્વામી કહે છે: 'સર્વ બાબતોમાં રાગદ્વેષ વિનાના થઈને તથા પોતાના કલ્યાણમા તત્પર રહીને હંમેશાં સંયમપૂર્વક વર્તવુ એ જ ભિક્ષુ કે ભિક્ષુણીના આચારની સંપૂર્ણતા છે. ભિક્ષાની બાબતમાં કર્મબંધનનો સંભવ વિશેષ હોવાથી, ભગવાન મહાવીરે તેને લગતી ઘણી સૂક્ષ્મ સૂચનાઓ કરેલી છે. તે હું કહી સંભળાવું છું, તે તમે બધા સાંભળો.' [૯]

### ભિક્ષા માગવા ક્યાં જવુ ?

ભિક્ષુએ[2] ઉગ્રકુળ[3], ભોગકુળ, રાજન્યકુળ, ક્ષત્રિયકુળ, ઇક્ષ્વાકુકુળ, હરિવંશકુળ, તથા ગોવાળ, વૈશ્ય, હજામ, સુતાર

---

૧. આ બીજા ખંડને ચાર 'ચૂડા' એટલે કે ભાગોમાં વહેંચી નાખેલો છે. પ્રથમ ચૂડામાં પહેલા સાત અધ્યયનો છે.

૨. બધે ભિક્ષુ અથવા ભિક્ષુણી એમ બંને સમજવાં.

૩. ટીકાકારના જણાવ્યા પ્રમાણે, આદીશ્વરે જે ક્ષત્રિયોને આરક્ષક પદ ઉપર સ્થાપ્યા તે ઉગ્ર કહેવાયા, જેમને પૂજ્યસ્થાને

અને વણકર વગેરેનાં અતિરસ્કૃત અને અનિંદિત કુળોમાં[1] ભિક્ષા માગવા જવું. [૧૧]

## ભિક્ષા માગવા ક્યાં ન જવું ?

પરંતુ, ચક્રવર્તી વગેરે ક્ષત્રિયો, રાજાઓ, ઠાકોરો,[2] રાજાના કર્મચારીઓ[3] અને રાજવંશીઓને[4] ત્યાંથી ભિક્ષા ન લેવી; ભલે પછી તેઓ શહેરમાં રહેતા હોય, બહાર પડાવ રાખીને પડ્યા હોય, રસ્તે પ્રયાણ કરતા હોય, કે તેમને ત્યાંથી નિમંત્રણ મળ્યું હોય કે ન મળ્યું હોય.[5] [૨૧]

વળી, જે ઘરોમાં હમેશાં અન્નદાન દેવાતું હોય, કે શરૂઆતમા દેવ વગેરેને નિમિત્તે અગ્રપિંડ જુદો કાઢવામાં આવતો હોય, કે ભોજનનો અર્ધો કે ચોથો ભાગ દાનમાં

---

સ્થાપ્યા તે ભોગ કહેવાયા, રાજન્ય એટલે મિત્રરાજાઓ; ઇક્ષ્વાકુ કુળ તે શ્રીઆદીશ્વરનું કુળ; હરિવંશ તે શ્રીનેમિનાથનો વંશ; પછીનાં ગોવાળ વગેરેના કુળ માટે અનુક્રમે એસિય, વેસિય, ગંડાગ, કોટ્ટાગ અને વોક્કસાલિય એવા શબ્દો છે.

૧. ટીકાકાર કહે છે કે, ચર્મકાર-ચામડિયા વગેરેનાં કુળ જુગુપ્સિત છે; અને દાસ્યાદિ કુળ ગર્હ્ય છે

૨. મૂળમાં 'કુરાજ' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'સરહદી રાજાઓ' લે છે.

૩ મૂળમાં 'રાજપ્રેષ્ય' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'દંડપાશિક વગેરે' એવો લે છે.

૪. ટીકાકારને મતે રાજાના મામા સાળા વગેરે.

૫. ટીકાકાર કહે છે કે એ બધાં કુળ અજુગુપ્સિત તો છે; પણ, તેમને ત્યાંથી ભિક્ષા લેવામા બીજા દોષ હોવાથી મનાઈ કરી છે.

અપાતો હોય, અને તેને કારણે જ્યાં ઘણા યાચકો હમેશ ટોળે મળતા હોય, ત્યાં ભિક્ષા માગવા કદી ન જવું. [૯]

વળી, ભિક્ષાર્થે જતાં જે માર્ગે ગઢ, ટેકરા, ખાડા, ખાઈ, કોટ, દરવાજા કે આગળા આડે આવતા હોય, તે માર્ગે તેણે ભિક્ષા માગવા ન જવું; બીજો રસ્તો હોય તો તે માર્ગે થઈને જવું,— પછી ભલે પેલો રસ્તો સીધો અને ટૂંકો હોય. કારણ કે, તે માર્ગે જવામા કેવળી ભગવાને ઘણા દોષો બતાવ્યા છે.[1] જેમકે તે માર્ગે જતાં લથડિયું ખાઈ પડી જવાય અને વાગે, અથવા ત્યા પડેલાં મળમૂત્ર વગેરેથી શરીર ખરડાય વગેરે. કોઈ કારણે તેવું થાય તો શરીરને સજીવ, ભીની કે કચરાળી જમીન વડે, પથ્થર વડે, ઢેફા વડે કે લાકડા વડે ન લૂછવું કે કોરું કરવું; પરંતુ કોઈની પાસેથી નિર્જીવ ઘાસ, પાન, કાષ્ઠ કે રેતી માગી લાવવાં અને એકાંત સ્થળમા નિર્જીવ જગા જોઈ-તપાસીને તથા સાફ કરીને ત્યા સાવધાનીથી શરીર લૂછવું કે કોરુ કરવું. [૨૬]

તે જ પ્રમાણે જે માર્ગમા વચ્ચે વકરેલા કે વિકરાળ[2] પશુ વગેરે ઊભાં હોય; કે જે માર્ગે ખાડા, ખીલા, કાંટા,

---

૧. આ વાક્ય હવેથી અનુવાદમા છોડી દીધું છે. આ તથા પછીનાં અધ્યયનોમા કાંઈ પણ કારણ બતાવતા તે વાક્ય અચૂક આવે જ છે.

૨. મૂળમાં બળદ, પાડો, માણસ, અશ્વ, હાથી, સિંહ, વાઘ, દીપડો, રીંછ, તરસ, શરભ (અષ્ટાપદ), શિયાળ, બિલાડો, કૂતરો, વરાહ, કોકંતિય (શિયાળના જેવા આકારનું, રાત્રે કો કો કરી અવાજ કરતું પ્રાણી.–ટીકાકાર), ચિત્તો અને તેનુ બચ્ચુ એટલાં નામ છે.

અને વણકર વગેરેનાં અતિરસ્કૃત અને અનિંદિત કુળોમાં[1] ભિક્ષા માગવા જવું. [૧૧]

### ભિક્ષા માગવા ક્યાં ન જવું ?

પરંતુ, ચક્રવર્તી વગેરે ક્ષત્રિયો, રાજાઓ, ઠાકોરો,[2] રાજાના કર્મચારીઓ[3] અને રાજવંશીઓને[4] ત્યાંથી ભિક્ષા ન લેવી; ભલે પછી તેઓ શહેરમા રહેતા હોય, બહાર પડાવ રાખીને પડ્યા હોય, રસ્તે પ્રયાણ કરતા હોય, કે તેમને ત્યાંથી નિમંત્રણ મળ્યુ હોય કે ન મળ્યુ હોય.[5] [૨૧]

વળી, જે ઘરોમા હંમેશાં અન્નદાન દેવાતુ હોય, કે શરૂઆતમાં દેવ વગેરેને નિમિત્તે અગ્રપિંડ જુદો કાઢવામાં આવતો હોય, કે ભોજનનો અર્ધો કે ચોથો ભાગ દાનમાં

---

સ્થાપ્યા તે ભોગ કહેવાયા; રાજન્ય એટલે મિત્રરાજાઓ, ઇક્ષ્વાકુ કુળ તે શ્રીઆદીશ્વરનું કુળ; હરિવંશ તે શ્રીનેમિનાથનો વંશ; પછીનાં ગોવાળ વગેરેના કુળ માટે અનુક્રમે એસિય, વેસિય, ગંડાગ, કોટ્ટાગ અને વોક્કસાલિય એવા શબ્દો છે.

૧. ટીકાકાર કહે છે કે, ચર્મકાર-ચામડિયા વગેરેનાં કુળ જુગુપ્સિત છે, અને દાસ્યાદિ કુળ ગર્હ્ય છે.

૨. મૂળમાં ‘ કુરાન્ત ’ શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ ‘ સગડની રાજાઓ’ લે છે.

૩ મૂળમાં ‘રાજપ્રેષ્ય’ શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ ‘દંડપાશિક વગેરે’ એવો લે છે.

૪. ટીકાકારને મતે રાજાના મામા સાળા વગેરે.

૫. ટીકાકાર કહે છે કે એ બધા કુળ અજુગુપ્સિત તો છે; પણ, તેમને ત્યાથી ભિક્ષા લેવામાં બીજા દોષ હોવાથી મનાઈ કરી છે.

અપાતો હોય, અને તેને કારણે જ્યાં ઘણા યાચકો હમેશ ટોળે મળતા હોય, ત્યાં ભિક્ષા માગવા કદી ન જવું [૯]

વળી, ભિક્ષાર્થે જતા જે માર્ગે ગઢ, ટેકરા, ખાડા, ખાઈ, કોટ, દરવાજા કે આગળા આડે આવતા હોય, તે માર્ગે તેણે ભિક્ષા માગવા ન જવું; બીજો રસ્તો હોય તો તે માર્ગે થઈને જવું,—પછી ભલે પેલો રસ્તો સીધો અને ટૂંકો હોય. કારણ કે, તે માર્ગે જવામા કેવળી ભગવાને ઘણા દોષો બતાવ્યા છે.[1] જેમકે તે માર્ગે જતાં લથડિયું ખાઈ પડી જવાય અને વાગે; અથવા ત્યા પડેલાં મળમૂત્ર વગેરેથી શરીર ખરડાય વગેરે. કોઈ કારણે તેવું થાય તો શરીરને સજીવ, ભીની કે કચરાળી જમીન વડે, પથ્થર વડે, ઢેફા વડે કે લાકડા વડે ન લૂછવું કે કોરું કરવું; પરંતુ કોઈની પાસેથી નિર્જીવ ઘાસ, પાન, કાષ્ઠ કે રેતી માગી લાવવાં અને એકાંત સ્થળમાં નિર્જીવ જગા જોઈ-તપાસીને તથા સાફ કરીને ત્યા સાવધાનીથી શરીર લૂછવું કે કોરું કરવું. [૨૬]

તે જ પ્રમાણે જે માર્ગમા વચ્ચે વકરેલાં કે વિકરાળ[2] પશુ વગેરે ઊભાં હોય, કે જે માર્ગે ખાડા, ખીલા, કાંટા,

---

૧. આ વાક્ય હવેથી અનુવાદમાં છોડી દીધું છે. આ તથા પછીનાં અધ્યયનોમાં કાંઈ પણ કારણ બતાવતા તે વાક્ય અચૂક આવે જ છે.

૨. મૂળમા બળદ, પાડો, માણસ, અશ્વ, હાથી, સિંહ, વાઘ, દીપડો, રીંછ, તરસ, શરભ (અષ્ટાપદ), શિયાળ, બિલાડો, કૂતરો, વરાહ, કોકંતિય (શિયાળના જેવા આકારનું, રાત્રે કો કો કરી અવાજ કરતું પ્રાણી.–ટીકાકાર), ચિત્તો અને તેનું બચ્ચું એટલાં નામ છે.

ઢોળાવ, તડ, ખાડાખૈયા કે કાદવ હોય; અથવા જ્યાં કૂકડા કાગડા વગેરે પક્ષીઓ કે ભૂંડ વગેરે જાનવરો બળિ ખાવા ટોળે મળ્યાં હોય; તે માર્ગે થઈને પણ ભિક્ષા માટે ન જવું. પણ, બીજો રસ્તો લાંબો હોય તોય ત્યાં થઈને જવું. [૨૭,૩૧]

## ભિક્ષા માગવા કેવી રીતે જવું?

ભિક્ષુએ ભિક્ષા માગવા જતી વખતે પોતાનું વસ્ત્ર, પાત્ર, રજોયણું વગેરે સર્વ સાધન[1] સાથે લઈને જવું. તે જ નિયમ સ્વાધ્યાય કરવા જતી વખતે, મળમૂત્ર કરવા જતી વખતે કે ગામ-પરગામ જતી વખતે પણ સમજવો. પરંતુ, જ્યારે દૂર સુધી વરસાદ વરસતો જણાય, કે દૂર સુધી ધૂમસ પડતું દેખાય, કે જોરથી વાતા પવનથી ધૂળ ઊડેલી દેખાય, કે ઘણાં જીવજંતુ આમતેમ ઊડતાં દેખાય, તો બધું સાધન સાથે લઈને ભિક્ષા માગવા કે સ્વાધ્યાય વગેરે કરવા ન નીકળવું. (એટલે કે, કાંઈ કારણે જવું પડે તો બધું જ સાથે ન લેવું.) [૧૯-૨૦]

## ભિક્ષા માગવા કેવી રીતે ન જવું?

ભિક્ષુએ ભિક્ષા માગવા કોઈ અન્ય સંપ્રદાયના માણસ સાથે, ગૃહસ્થ[2] સાથે કે પોતાના જ ધર્મના પણ કુશીલ સાધુ સાથે ન જવું આવવું; તથા તેમને આહાર ન દેવો કે

1. મૂળ. 'ધર્મોપકરણ'
2. બ્રાહ્મણ વગેરે યાચક ગૃહસ્થો.

દેવરાવવો. આ જ નિયમ સ્વાધ્યાયે, દિશાએ અને ગામ-પરગામે જતી આવતી વખતે પણ સમજવો. [૪-૫]

ભિક્ષુએ ભિક્ષા માગવા જતી વખતે ગૃહસ્થના ઘરનો ડાળઝાંખરાંથી બંધ કરેલો દરવાજો તેની રજા વિના તથા જીવજંતુ જોયા-તપાસ્યા વિના ઉઘાડવો નહિ કે અંદર દાખલ થવું નહિ. પ્રથમ તેની રજા લઈને તથા જોઈ-તપાસીને સાવધાનતાથી ઉઘાડીને અંદર દાખલ થવું કે બહાર નીકળવું. [૨૮]

ભિક્ષુએ ભિક્ષા માગવા જતી વખતે ગૃહસ્થને ઘેર શ્રમણ, બ્રાહ્મણ[1] વગેરે યાચકોને પોતાની અગાઉ દાખલ થયેલા જોઈ, તેમને વટાવીને અંદર જવું કે માગવું નહિ; પરંતુ કોઈનો અવરજવર ન હોય તેવા એકાંત સ્થળમાં કોઈની નજરે ન પડાય તેવી રીતે ઊભા રહેવું; અને જ્યારે જણાય કે તે બધા આહાર લઈને અથવા ન મળવાથી એમ ને એમ પાછા ચાલ્યા ગયા, ત્યારે સાવધાનતાથી અંદર જવું અને માગવું. નહિ તો, તે મુનિને આવેલો દેખી ગૃહસ્થ પેલાઓને અવગણીને કે તેને માટે આહાર નવો બનાવીને તેને આહાર આપે. માટે સાધુએ તેમ ન કરવું. ૨૯-૩૦ ]

ભિક્ષુએ ગૃહસ્થને ત્યાં ભિક્ષા માટે જતી વખતે તેના દરવાજાની સાખને અઢેલીને ન ઊભા રહેવું, કે તેને પાણી ઢોળવાને કે કોગળા કરવાને સ્થાનકે ન ઊભા રહેવું, કે તેના

---

૧. મૂળમાં તે બે ઉપરાંત, ગામપિંડોલગ (ગામમાં ભીખ માગી રહેનાર), અતિથિ (વટેમાર્ગુ) અને વણીમગ (યાચક)—એ પણ છે.

સ્નાન કરવાના કે મળત્યાગ કરવાના સ્થાનકે નજર પડે તેવી રીતે કે તેના માર્ગમાં ઊભા ન રહેવું; તથા ઘરની બારીઓ, કે કામચલાઉ આડ કે છિદ્ર કે પાણિયારા તરફ હાથ ઊંચા કરીને કે આંગળી કરીને કે ઊંચા નીચા થઈને ન જોવું. તેણે ગૃહસ્થ પાસે (અમુક આપો એમ) આંગળી કરીને યાચવુ નહિ, કે તેને આંગળીથી ટકોરીને, ધમકાવીને કે ખજવાળીને તથા નમસ્કાર કરીને કાંઈ માગવું નહિ; તેમજ તે ન આપે તો કઠોર વચન કહેવું નહિ. [૩૨]

## ભિક્ષા માગવા ક્યારે ન જવું ?

ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા જતાં, માલૂમ પડે કે, ત્યાં હજુ ગાયો દોવાય છે, ભોજન રંધાય છે તથા બીજા (યાચકો)ને હજુ કાંઈ અપાયું નથી, તો ત્યાં ભિક્ષા માટે દાખલ થવુ નહિ, પરંતુ કોઈની નજરે ન પડાય તેવી રીતે દૂર ઊભા રહેવું; પછી જ્યારે માલૂમ પડે કે, ગાયો દોવાઈ ગઈ, ભોજન રંધાઈ ગયું અને યાચકોને અપાઈ ચૂક્યુ, ત્યારે સાવધાનતાપૂર્વક જવું. [૨૨]

કોઈ ગામમાં વૃદ્ધાવસ્થાને કારણે સ્થિરવાસ કરનારા (સમાણા) કે મહિનો મહિનો રહેનારા (વસમાણા) ભિક્ષુકો ગામેગામ ફરતા ભિક્ષુને એમ કહે કે, 'આ ગામ ઘણું નાનું છે, અથવા મોટું હોવા છતાં સૂતક આદિને કારણે ઘણાં ઘર ભિક્ષા માટે બંધ છે, માટે, આપ બીજા ગામે પધારો'—તો ભિક્ષુએ તે સાંભળી તે ગામમાં ભિક્ષા માટે ન જતાં બીજા ગામે ચાલ્યા જવું. [૨૩]

ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે જતાં એમ જણાય કે ત્યાં પુષ્કળ માંસ મત્સ્ય વગેરેથી કાંઈ ઉજાણી કે જમણ[1] થાય છે અને તેને નિમિત્તે વસ્તુઓ લવાય છે; તથા માર્ગમાં ઘણાં જીવજંતુ, બીજ[2] તથા પાણી વગેરે પડેલ છે; અને ત્યા શ્રમણ બ્રાહ્મણ વગેરે યાચકોની ઘણી ભીડ છે અથવા થવાની છે, અને તેથી ત્યા પોતાનુ જવું આવવુ કે વાચન મનન[3] નિર્વિઘ્ને થઈ શકે તેમ નથી, તો ત્યા તેણે ભિક્ષા માટે ન જવુ પરંતુ એમ જણાય કે ત્યાં માર્ગમાં જીવજંતુ આદિ ઘણા નથી, તથા ભીડ પણ ઘણી થવાની નથી અને તેથી વાચન મનન નિર્વિઘ્ને થઈ શકશે, તો ત્યાં જવુ.[4] [૨૨]

## જમણવાર

ભિક્ષુએ અમુક ઠેકાણે જમણવાર (સખડિ) છે એમ જાણી, બે ગાઉ જેટલી હદની બહાર તેની આશાએ ભિક્ષા

---

૧. મૂળમા તેના પ્રકાર આમ જણાવ્યા છે: આહેણ–વરને ઘેર વહુ લગ્ન બાદ પ્રથમ વાર આવે ત્યારે થતુ, પ્રહેણ – દીકરીને વરને ઘેર મોકલતા દીકરીના બાપને ત્યા થતુ, હિંગોલ – મરણ પછીનુ અથવા યક્ષાદિની યાત્રાના નિમિત્તનુ, સમેલ – પરિજનના સમાનમાં કરેલું કે ગોષ્ઠીભોજન.

૨ મૂળમાં પ્રાણો, બીજો, હરિયાળી, ઓસ, પાણી, કીડિયારાં, લીલ, ભીની માટી અને કરોળિયાનાં જાળાં — એટલા શબ્દ છે.

૩. મૂળમાં વાચન, પુચ્છણ, અનુપ્રેક્ષા (ચિંતન), પરિવર્તન (પુનરાવર્તન) અને ધર્માનુયોગચિંતા (જાણેલ વસ્તુનું રહસ્ય સમજાવવું — ધર્મોપદેશ) – એટલાં છે.

૪. ટીકાકાર તો એમ જણાવે છે કે, એ જવાનુ પણ રોગ, દુર્બળતા વગેરે અપવાદને કારણે જ છે.

માટે ન જવુ. પરંતુ, પૂર્વ દિશામાં જમણવાર છે એમ જાણી પશ્ચિમમાં ચાલ્યા જવું; અને પશ્ચિમમાં છે એમ જાણી પૂર્વ તરફ ચાલ્યા જવુ. એ જ પ્રમાણે ઉત્તર અને દક્ષિણ દિશાનુ પણ સમજવું. ટૂંકમાં, ગામ નગર[1] કે કોઈ પણ ઠેકાણે જમણવાર છે એમ જાણ્યા પછી ત્યાં ન જવું. કારણકે, જમણવારમાં તેને વિવિધ દોષયુક્ત[2] ભિક્ષાન્ન જ મળશે, જુદેજુદે ઘેરથી થોડો થોડો ભેગો કરેલો,

---

૧. મૂળમા આટલાં નામ છે: ગ્રામ (ગ્રામધર્મો ત્યા વધારે હોય છે માટે, અથવા કર વગેરે આપીને ત્યાં જઈ શકાય છે માટે.—ટીકા૦), નગર (કર ભર્યા વિના જઈ શકાય તે નકર—ટીકા૦), ખેટ (માટીની દીવાલવાળું), કર્બટ (નાનું નગર), મડંબ (ચારે બાજુ અર્ધા યોજન સુધી બીજું ગામ ન હોય તેવું), પત્તન (મોટું શહેર, જળ કે સ્થળ-માર્ગવાળું), આકર (ખાણવાળુ ગામ), દ્રોણમુખ (જળસ્થળ બંને માર્ગવાળું), નિગમ (વાણિયાઓનું સ્થાન), આશ્રમ (તીર્થસ્થાન), રાજધાની, અને સંનિવેશ (ગામ બહારનું પરું અથવા કાફલાનો પડાવ).

૨. મૂળમા નીચેના આઠ દોષો જણાવ્યા છે: સાધુને ઉદ્દેશીને તૈયાર કરેલુ તે આધાકર્મિક; પોતાને માટે રાંધેલુ પણ સાધુને માટે અંદર વધુ ગળપણ વગેરે નાખી સારું કરેલુ તે ઔદ્દેશિક, સંયત અસંયત બધા માટે પહેલેથી માંડી રાંધેલુ તે મિશ્ર, ખરીદી આણેલું તે ક્રીત; ઉછીનું આણેલું તે પામિચ્ચ; ઝૂટવી આણેલુ તે આચ્છિદ્ય; સહિયારી માલકીનું બધાની પરવાનગી વિના આપેલું તે અનિસૃષ્ટ, અને ઘેરથી કે બહારગામથી મુનિને સામે લાવીને આપેલુ તે અભ્યાહૃત

નિર્દોષ[1] આહાર નહિ જ મળવાનો. વળી ગૃહસ્થ તે ભિક્ષુને કારણે નાના દરવાજાવાળી જગાઓ (લોકો દર્શન કરવા આવશે અને ભીડ થશે એમ માની ) મોટા દરવાજાવાળી કરશે, કે મોટા દરવાજાવાળી જગાઓને નાના દરવાજાવાળી કરશે; સમ સ્થાનકોને ( કોઈ પેસે નહિ માટે ) વિષમ બનાવશે કે વિષમ સ્થાનકોને સમ બનાવશે; બહુ પવનવાળા સ્થાનકને નિર્વાત બનાવશે કે નિર્વાત સ્થાનને પવનવાળુ કરાવશે; તથા સાધુને અકિંચન માનીને, ઉપાશ્રયની અંદરની તેમજ બહારની વનસ્પતિ તથા હરિયાળી કપાવી કે તોડાવી નખાવશે તથા તેને માટે સાથરો પથરાવશે. માટે નિર્ગ્રંથ સંયમી મુનિએ ( જાતકર્મ, વિવાહ વગેરે જેવા ) પહેલા કરાતા કે ( શ્રાદ્ધ વગેરે જેવા ) પછી કરાતા જમણવારોમા ભિક્ષા માટે ન જવુ. [ ૧૩ ]

વળી, જમણવારમા વધારે પડતુ કે ઘૃષ્ટ ભોજન ખાઈ-પીને બરાબર પચી ન શકવાથી ઝાડા ઊલટી કે શૂળાદિક રોગો પણ થાય વળી, ત્યાં ભેગા થયેલા ગૃહસ્થો, ગૃહસ્થોની સ્ત્રીઓ, સાધુઓ અને સાધ્વીની સોબતમાં મદિરા પી, મત્ત થઈ તે ત્યાં જ બધાની ભેગો લથડી પડે અને પાછો પોતાને ઉતારે ન જઈ શકે; પછી નશાના આવેશમાં ભાન ભૂલી જાતે સ્ત્રી વગેરેમાં આસક્ત થાય કે સ્ત્રી વગેરે તેને લોભાવી, યોગ્ય સ્થળ કાળ જોઈ મૈથુનમાં પ્રવૃત્ત કરાવે. [ ૧૪-૧૫ ]

---

૧. મૂળમાં 'એસિય' અને 'વેસિય' શબ્દ છે. એષણીય એટલે સ્વીકારવા યોગ્ય અને વૈષિક એટલે માત્ર સાધુ જાણીને આપેલો; સગો જાણીને કે કાંઈ કામકાજના બદલામાં નહિ આપેલો.

વળી, ત્યાં અનેક યાચકો ભેગા થઈ જવાથી ભીડંભીડા, (તથા રાંધ્યા કરતાં વધુ યાચકો આવવાથી) ધક્કાધક્કી કે મારમારા પણ થાય. તે વખતે હાથ પગ કચરાય, માર પડે, કોઈ ધૂળ નાખે કે પાણી છાંટે. પેલો ગૃહસ્થ ઘણા યાચકોને આવેલા જોઈ તેમને નિમિત્તે ફરી વધારે રાંધે તો ઉદ્દેશીને કરેલો દોષિત આહાર મળે અથવા જે મળે તેની ઝૂંટંઝૂંટા થાય.

આમ જમણવારમાં ભગવાને અનેક દોષો બતાવ્યા છે. માટે ભિક્ષુએ જમણવારમાં ભિક્ષા માગવા ન જવું; પણ થોડો થોડો નિર્દોષ આહાર અનેક ઘેરથી માગીને ખાવો. [ ૧૭ ]

## કેવો આહાર લેવો – ન લેવો

ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે જતાં એમ જણાય કે ગૃહસ્થ જે આહાર પોતાના હાથમાં કે પાત્રમાં લાવ્યો છે, તે ઝીણાં જંતુ, ફૂગ, બીજ કે હરિયાળી જેવી સજીવ વસ્તુઓથી મિશ્રિત છે, કે ઠંડા સજીવ પાણીથી ભીંજાયેલો છે, કે તેના ઉપર સજીવ ધૂળ પડેલી છે; તો તે આહાર દોષિત જાણી ન લેવો. કદાચ ભૂલથી લેવાઈ જાય, તો તેને લઈને એકાંત સ્થળમાં વાડામાં (આરામમાં) કે અપાસરામાં જવું અને ત્યાં નિર્જીવ[1] જગાએ બેસી, ને આહારમાંથી જીવજંતુ વગેરેવાળો ભાગ જુદો પાડી તથા જીવજંતુ વીણી કાઢી, બાકીનો આહાર સંયમપૂર્વક ખાઈ-

---

૧. પા. ૮૯ નોંધ ૨ માં જણાવેલા સજીવ પદાર્થો વિનાની. વધારામાં અહીં ઈંડાં છે.

પી જવો અને જે ખાઈ-પી શકાય તેવો ન હોય, તેને લઈ એકાંત સ્થળમાં જઈ, બળેલી જમીન ઉપર કે હાડકાના, કીટના, તુષ (ફોતરાં)ના, કે છાણ વગેરેના ઉકરડા ઉપર જોઈ-તપાસી, સાફ કરી સંયમપૂર્વક નાખી આવવો. [૧]

ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થે જતા એમ જણાય કે અમુક ધાન્ય, ફળ કે ફળી વગેરે, છરી વગેરેથી કે અગ્નિથી તોડયાં, કાપ્યાં કે રાંધ્યાં ન હોવાથી આખાં તથા સજીવ છે, તથા તેમની ઊગવાની શક્તિ હજુ નાશ નથી પામી; તો તે પદાર્થો ગૃહસ્થ આપતો હોય છતાં ન લેવા. પરંતુ જો તે પદાર્થો રાંધી, શેકી તોડી કે કાપીને નિર્જીવ કરેલા માલૂમ પડે, તો લેવા. [૨]

પૌંવા, મમરા, ધાણી, પોંક વગેરે[૧] એક જ વાર શેક્યા હોવાથી સજીવ જેવાં હોય, તો તે પણ ન લેવા; પરંતુ બે કે ત્રણ વાર શેકવાથી પૂરેપૂરાં નિર્જીવ થયેલાં હોય, તો જ લેવા. [૩]

મુનિએ કંદ, ફળ, કૂંપળ, મોર, કેળ વગેરેનો ગર્ભ તથા અગ્રબીજ, મૂળબીજ, શાખાબીજ કે પર્વબીજ તમામ વનસ્પતિઓ છરી વગેરેથી કપાઈને નિર્જીવ થયેલ ન હોય ત્યા સુધી ન લેવી. તે જ

---

૧. મૂળમાં નીચેના શબ્દો છે. પિહુય (પૃથુક, લાજ), બહુરય (બહુ તુષાદિવાળુ), ભુજ્જિય (અગ્નિમાં અર્ધા શેકેલ ફડાં-પોંક), મંથુ (ઘઉં વગેરેને શેકીને કરેલું ચૂર્ણ), ચાઉલ (તંદુલ), ચાઉલપલંબ (તેનું ચૂર્ણ ?)

પ્રમાણે ઉંબરી, વડ, પીપળ, પીપળી વગેરેનાં ચૂર્ણો કાચાં કે થોડાં પીસેલાં હોઈ, સજીવ જણાય, તો ન લેવા. અધીંપધીં રંધાયેલ શાકભાજી, કે સડેલી કે ખોરી થયેલી મધ, મદ્ય, ઘી, ખોળ વગેરે વસ્તુઓ કે જે જૂની થવાને લીધે તેમાં જીવજંતુ થયાં હોય અને જીવતાં હોય, તે પણ ન લેવી. શેરડી વગેરેમાં કાણાં પડયાં હોય, તેમનો રંગ કાળો પડી ગયો હોય, તેમની છાલ તરડાઈ ગઈ હોય, કે વરુ શિયાળ વગેરેએ તેમને કરડેલાં હોય, તો પણ તેમને છરી વગેરેથી નિર્જીવ ન કર્યાં હોય ત્યાં સુધી ન લેવાં.[1] તેમજ ધાન્યના દાણા, દાણાવાળા કુશકા, દાણાવાળી રોટલી, ચોખા, ચોખાનો લોટ, તલ, તલનો લોટ, તથા તલપાપડી વગેરે સુરાઈને પૂરેપૂરાં નિર્જીવ થયા ન હોય, ત્યાં સુધી ન લેવાં. [૪૮]

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે જતાં કોઈને જમતું દેખી તેને કહેવું, 'હે આયુષ્મન્! અથવા હે બહેન! આ ભોજનમાંથી મને કાંઈક આપશો?' આમ સાંભળી તે પોતાના હાથ, વાસણ કે કડછી ઠંડા સજીવ પાણીથી કે ઠરીને સજીવ થયેલા ઊના પાણીથી ધોવા માંડે; તો તેને કહેવું કે, 'તમે હાથ કે વાસણ સજીવ પાણીથી ધોયા વિના જ મને જે આપવું હોય તે આપો.' આમ છતાં તે ગૃહસ્થ હાથ વગેરે ધોઈને જ ભિક્ષાન્ન આપવા માંડે, તો તેને સજીવ તથા સદોષ જાણી ન લેવું. તે જ પ્રમાણે ગૃહસ્થે ભિક્ષુને ભિક્ષા આપવા

---

૧. જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ ૧.

માટે જ હાથ ધોયા ન હોય, પરંતુ એમ ને એમ ભીના હોય કે ભેજવાળા હોય અથવા ધૂળ, માટી કે બીજી સજીવ વસ્તુથી[1] ખરડાયેલા હોય, તો પણ તેવા હાથે અપાયેલો આહાર ન લેવો. પરંતુ તેના હાથ તેવા કશાથી ખરડાયેલા ન હોય, કે જે અન્ન આપતો હોય તેનાથી જ ખરડાયેલા હોય, તો તે આહાર નિર્જીવ તથા નિર્દોષ જાણી લેવો. [ ૩૩ ]

પૌંવા, પોંક, તંદુલ વગેરેને ગૃહસ્થે જીવજંતુ, જાળાં બીજ કે વનસ્પતિ જેવી સજીવ વસ્તુઓ વાળી શિલા ઉપર વાટયા હોય કે વાટતો હોય, કે વાટવાનો હોય, તથા પવનમાં ઊપણ્યા હોય, ઊપણતો હોય કે ઊપણવાનો હોય; તો તે પૌંવા વગેરે ભિક્ષુએ સજીવ અને સદોષ જાણી ન લેવા. તે જ પ્રમાણે તેવી શિલા ઉપર પીસેલાં બીડ લૂણ અથવા દરિયાઈ લૂણનું પણ સમજવું. [ ૩૪-૫ ]

ગૃહસ્થને ઘેર હજુ અગ્નિ ઉપર જ ચડેલો પડયો હોય તેવો આહાર ભિક્ષુએ સદોષ જાણી, આપતા છતાં ન લેવો. કારણ કે, ગૃહસ્થ ભિક્ષુ માટે તેમાંથી આહાર કાઢતાં કે પાછો નાખવા જતા, તેને હલાવતાં કે તે વાસણને ઉતારતાં કે આઘુંપાછું કરતાં અગ્નિ–જીવોની હિંસા કરશે; અથવા અગ્નિને પોતાને વધતો ઓછો કરશે. [ ૩૬,૩૮ ]

---

૧. મૂળમાં તે વસ્તુઓના નામ આ પ્રમાણે છે: ધૂળ, માટી, ઊસ, હડતાલ, હિંગોળ, મનઃશિલ, અંજન (સુરમો), લૂણ, ગેરુ, પીળી માટી (વર્ણિકા), ખડી (સેડિયા), ફટકડી (સોરઠિયા), છડયા વગરના ચોખાનો ભૂકો (પિટ્ઠ), કુશકી કે લીલા પાનનો ચૂરો વગેરે.

ગૃહસ્થ ભીત ઉપર, થાંભલા ઉપર, માંચા ઉપર, માળ ઉપર, અગાશી ઉપર કે એવે બીજે ઊંચે સ્થળે રાખેલો આહાર લાવીને ભિક્ષુને આપવા માંડે, તો તે સદોષ જાણીને ન લેવો. કારણ કે તેવે સ્થળેથી આહાર લાવી આપવા ગૃહસ્થ બાજઠ, પાટિયાં, નિસરણી કે ખાંડણિયો માંડી ચડવા જતાં પડી જાય તો તેના હાથપગ વગેરે અવયવો ભાંગી જાય તેમજ બીજા જીવજંતુ પણ હણાય. તે જ પ્રમાણે કોઠી, કે ભોંયમા ખોદેલા કોઠલામાં મૂકેલો આહાર કે જેને લાવવા માટે ગૃહસ્થને ઊંચા નીચા કે આડા થવું પડે, તે પણ ન લેવો. [ ૩૭ ]

માટીથી લીપીને બંધ કરેલો આહાર પણ ન લેવો. કારણ કે તેને કાઢવા જતાં અને ફરી પાછો તેને લીંપી બંધ કરવા જતાં અનેક પૃથ્વી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ જીવોની હિંસા થાય સજીવ પૃથ્વી, પાણી, વનસ્પતિ કે ત્રસ જીવો ઉપર મૂકેલો આહાર પણ ન લેવો. [ ૩૮ ]

જે આહાર અતિ ઊનો હોવાથી, ગૃહસ્થ તેને સૂપડા, વીંજણા, પંખા, પાન, શાખા, પીંછા, કપડાં, હાથ કે મોં વડે ફૂંકીને કે વીંજીને ઠંડો કરીને આપવા માંડે, તો તેને પણ ન લેવો. પરંતુ તેને પહેલેથી કહી દેવું કે, તેમ કર્યા વિના જ આહાર આપવો હોય તો આપો. [ ૩૯ ]

મુનિએ શેરડીની ગાંઠ કે ગાંઠવાળો કકડો, શેરડીના પીલી લીધા પછીના કૂચા, શેરડીનું ટોચકું, શેરડીની લાંબી શાખા કે તેનો ભાગ, તથા બાફેલી મગની કે વાલની ફળી જેવી વસ્તુઓ, કે જેમા થોડું ખાવાનું અને બહુ છાંડવાનું

હોય છે, તેવી ચીજો ન લેવી. તે જ પ્રમાણે બહુ હાડકાવાળું માંસ કે બહુ કાંટાવાળી માછલી પણ ન લેવી. ગૃહસ્થ તેવાં માંસમત્સ્ય આપવા માંડે તો તેને કહેવું કે, તારે આપવું હોય તો માત્ર ગર્ભ આપ. અને છતાં ગૃહસ્થ ઉતાવળથી તેના વાસણમાં હાડકાં કાંટાવાળું જ નાખી દે, તો એકાંત સ્થળમાં જઈ, ઉપર આવી ગયેલ વિધિ પ્રમાણે ખાઈ લઈ, તેમાનો નકામો નકામો ભાગ નિર્જીવ સ્થળમાં નાખી આવવો. [ ૫૮ ]

( ભિક્ષુએ ખાંડ માગી હોય અને ) ગૃહસ્થ ( ભૂલથી ) દરિયાઈ કે બીડ લૂણ લાવીને આપે; અને તે જો ભિક્ષુની નજરે પડે, તો તે ન લેવું. પરંતુ ગૃહસ્થ ઉતાવળથી પાત્રમા નાખી દે અને પછી ભિક્ષુને ખબર પડે, તો તે બહુ દૂર જતો રહે ત્યાર પહેલાં તેની પાસે જઈને તેને પૂછવું કે, આ તમે મને મને જાણતા દીધું છે કે અજાણતા? તે જો કહે કે, " મેં જાણતા નથી દીધું, પણ હવે હું ખુશીથી આપને આપું છું, " તો તેને ખાવાના ઉપયોગમા લેવું. વધારાનું નજીકના સમાનધર્મી મુનિઓને આપી આવવું. અને તેવા કોઈ ન હોય, તો વધી પડેલા આહારના વિધિ પ્રમાણે નિર્જીવ સ્થળે નાખી આવવું. [ ૫૯ ]

જે આહાર ગૃહસ્થે એક કે અનેક નિર્ગ્રંથ ( જૈન ) સાધુ કે સાધ્વીને ઉદ્દેશીને કે અમુક ગણતરીબંધ[1] શ્રમણ બ્રાહ્મણ વગેરેને ઉદ્દેશીને ભૂતપ્રાણોની હિંસા કરીને તૈયાર

૧. એટલે કે પાંચ બ્રાહ્મણ, ચાર શ્રમણ, બે અતિથિ—એ પ્રમાણે.

કર્યો હોય, ખરીદી આણ્યો હોય, ઊછીનો આણ્યો હોય, ઝૂંટવીને આણ્યો હોય, (સહિયારી માલકીનો હોઈ, બધાની) રજા વિના આણ્યો હોય, કે પોતે ઘેરથી કે ગામથી મુનિને સામો આણીને આપ્યો હોય; તે આહાર સદોષ જાણી, ભિક્ષુએ હરગિજ ન લેવો.

જે આહાર ગૃહસ્થે અમુક ગણતરીબંધ નહીં, પણ અનેક શ્રમણ બ્રાહ્મણ વગેરેને માટે ઉપર પ્રમાણે તૈયાર કર્યો હોય, તે પણ જ્યાં સુધી બધાને અપાઈ રહ્યા પછી ગૃહસ્થે પોતાનો ગણી પોતાને માટે રાખ્યો ન હોય[1], કે પોતે ખાવા આહાર કાઢ્યો ન હોય, કે ખાધો ન હોય, ત્યાં સુધી ન લેવો. પરંતુ, બધાને અપાઈ રહ્યા પછી, ગૃહસ્થે પોતાનો ગણી પોતાને માટે રાખ્યો હોય, તો તે નિર્દોષ જાણી લેવો [૬-૮]

તે જ પ્રમાણે આઠમના પોષધવ્રતના ઉત્સવને પ્રસંગે કે અર્ધમાસિક, માસિક, દ્વિમાસિક, ચાતુર્માસિક કે છ માસિક ઉત્સવને પ્રસંગે, કે ઋતુના કે તેના આદ્ય કે અંત્ય

૧. મૂળમા अपुरुषान्तरकृत એવું વિશેષણ છે. આ શબ્દનો અર્થ ટીકાકાર બે ત્રણ જગાએ જુદો જુદો આપે છે. વસ્ત્રાધ્યયનમાં સૂ. ૩૬૭ મા તેમણે 'પુરુષાન્તરકૃત'નો 'પુરુષાન્તરસ્વીકૃત' એવો જે અર્થ આપ્યો છે, તે બધે જ બંધબેસતો હોવાથી સ્વીકાર્યો છે. ભાવ એ છે કે, ઉપરના ફકરામા વર્ણવેલો આહાર તો કોઈ પણ શરતે ન લેવો પરંતુ આ ફકરામાં વર્ણવેલી જાતનો આહાર, આપનાર ગૃહસ્થે યાચકાદિને આપી દીધા બાદ પોતાનો ગણી પોતાને માટે રાખ્યો હોય, તો તેને નિર્દોષ ગણી ભિક્ષુથી લઈ શકાય.

દિવસના પ્રસંગે, કે મેળો, શ્રાદ્ધ કે દેવદેવીના[1] મહોત્સવને પ્રસંગે શ્રમણ બ્રાહ્મણ વગેરે યાચકોને એક કે અનેક હાંડીમાંથી, કુંભીમાંથી, ટોપલીમાંથી કે કોઠલામાંથી[2] જે આહાર પીરસાતો હોય, તે પણ જ્યાં સુધી બધાને અપાઈ ગયા બાદ આપનાર ગૃહસ્થે પોતાનો ગણી સ્વીકાર્યો ન હોય, ત્યાં સુધી સદોષ જાણીને ન લેવો, પણ બધાને અપાઈ ગયા બાદ ગૃહસ્થે તેને પોતાનો ગણી પોતાને માટે રાખ્યો હોય, તો તેને નિર્દોષ જાણી લેવો. [૧૦,૧૨]

કેટલાક ભદ્ર પ્રકૃતિના ગૃહસ્થો જ્ઞાન, શીલ, વ્રત, ગુણ સંયમ, સંવર અને બ્રહ્મચર્યધારી ઉત્તમ મુનિઓ પોતાને માટે તૈયાર કરેલો આહાર સ્વીકારતા નથી એમ જાણી એમ વિચાર કરે છે કે, આપણે માટે કરેલું ભોજન આપણે તેમને આપી દઈ, આપણે માટે બીજું તૈયાર કરીશું. મુનિની જાણમા એ વાત આવે તો તેણે તેમનુ તેવુ અન્નપાન સદોષ જાણી ન લેવુ. [૪૯]

ભિક્ષા માટે જતા કોઈ ગૃહસ્થ મુનિ માટે ઉપકરણ કે આહાર તૈયાર કરવા માંડે, તો તેને તરત જ રોકવો; એમ ન વિચારવું કે હમણા ભલે તૈયાર કરે, પણ લેતી વખતે ના પાડીશું. અને મનાઈ કર્યા છતા ગૃહસ્થ તેવું

---

૧ મૂળમાં ઇંદ્ર, સ્કંદ, રુદ્ર, બળદેવ, ભૂત, યક્ષ, નાગ, સ્તૂપ, ચૈત્ય, વૃક્ષ, ગિરિ, કૂવો, તલાવ, ધરો, નદી, સરોવર, સાગર, અને ખાણના મહોત્સવના પ્રસંગોનો ઉલ્લેખ છે.

૨. મૂળમાં 'સંનિધિસંચય' શબ્દ છે. ટીકાકાર તેનો અર્થ 'દૂધ વગેરેનો સંચય' એવો કરે છે.

ખાનપાન તૈયાર કરીને આપવા માંડે, તો તેને હરગિજ ન લેવું [૫૦]

### કેટલાંક માયાસ્થાનો[૧]

ભિક્ષુ, કોઈ ઠેકાણે લગ્નમરણને કારણે જમણવાર છે એમ જાણી, તથા ત્યાં 'ચોક્કસ જમણવાર છે' એમ નક્કી કરી, ભિક્ષા માટે ઉત્સુકતાપૂર્વક દોડી જાય, તો તે દોષને[૧] પાત્ર થાય. માટે તેમ ન કરવું. પરંતુ યોગ્ય કાળે ભિક્ષા માટે જુદા જુદાં ઘરોમા જઈ નિર્દોષ આહાર તેણે માગી લાવવો. [૧૬]

ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા જતાં જે આહારની બાબતમા મુનિને, તે સદોષ છે કે નિર્દોષ છે એવી શંકા હોય, તે આહારનો મલિનાશયથી તેણે સ્વીકાર ન કરવો. [૧૮]

ગૃહસ્થને ઘેર માંસ કે મત્સ્ય તળાતાં જોઈ, કે પરોણા માટે પૂરીઓ તળાતી જોઈ, જલદી જલદી દોડી તે ચીજો માગવી નહિ; કોઈ બીમાર મુનિ માટે લાવવાની હોય તો જુદી વાત છે. [૫૧]

ગૃહસ્થને ઘેર તૈયાર થયેલા આહારમાથી શરૂઆતમાં દેવ વગેરેને અર્થે અગ્રપિંડ જુદો કાઢવામા આવે છે. તે અગ્રપિંડ કાઢવામાં કે દેવમંદિર વગેરેમાં ચારે તરફ મૂકવામાં આવતો દેખી, તેને પૂર્વે ખાધેલો કે લીધેલો હોવાથી ઘણાય શ્રમણ બ્રાહ્મણ વગેરે જલદી જલદી તે તરફ જાય છે. તેમને દેખી ભિક્ષુ પણ ઉતાવળે ત્યાં જાય, તો તેને દોષ લાગે. [૨૫]

---

૧. મૂળ: माइट्ठाणं-मातृस्थानम्—છળકપટ. અનુવાદમાં બધે માત્ર 'દોષ' એટલું જ ગણ્યું છે.

કોઈ ગૃહસ્થ (પોતાને ઘેર શ્રમણબ્રાહ્મણ વગેરેને ભિક્ષા માટે ઊભેલા જોઈ,) આહાર લાવીને મુનિને આપે અને કહે કે, 'આ આહાર મે અહી ઊભેલા તમો સર્વને આપ્યો છે. તે તમે બધા ભેગા મળી ખાઈ લો કે વહેચી લો.' હવે તે મુનિ મનમાં એમ વિચારે કે, 'આટલો આહાર તો મારે એકલાને જ પૂરતો છે', તો તેને દોષ લાગે. માટે તેમ ન કરતાં, તે આહાર લઈ બીજા શ્રમણ–બ્રાહ્મણો પાસે જવુ અને કહેવુ કે, 'આ આહાર બધાને માટે આપેલો છે. માટે તે ભેગા મળી ખાઈ લો કે વહેચી લો.' હવે પેલામાંથી કોઈ એમ કહે કે, 'હે આયુષ્મન્! તું જ બધાને વહેચી આપ;' તો તેણે તે આહાર વહેચતી વખતે પોતા તરફ ઝાઝો કે સારો સારો આહાર ન નાખવો; પણ લોલુપતા ત્યાગી, શાતપણે બધાને સરખી રીતે જ વહેચવો. પરંતુ વહેચતી વખતે કોઈ એમ કહે કે, 'હે આયુષ્મન્! તુ વહેંચીશ મા; આપણે બધા એકઠા મળી ખાઈશું,' તો તેમની સાથે તે આહાર ખાતી વખતે પણ કશુ વધારે વધારે કે સારું સારું પોતે નહિ ખાતા, સરખી રીતે શાંતપણે ખાવુ [૨૯]

મુનિ ભોજન માગી લાવ્યા બાદ, તેમાંનુ સારુ સારું ખાઈ, બાકીનુ નાખી દે, તો તેને દોષ લાગે માટે તેમ ન કરતાં સારુ નરસુ બધુ ખાઈ જવુ, નરસુ નરસું છાંડવું નહિ. તેવુ જ પાણીની બાબતમાં પણ સમજવુ મુનિ ખપ કરતા વધુ ભોજન લઈ આવ્યો હોય, અને નજીકમાં બીજા સમાનધર્મી મુનિઓ રહેતા હોય, તો તેમને તે વધારાનો આહાર બતાવ્યા વિના કે તેમને જરૂર હોય તો

લેવાનું કહ્યા વિના તેને નાખી દે, તો તેને દોષ લાગે. પેલાઓએ પણ તેમ પૂછવા આવનારને કહેવું કે, 'હે આયુષ્મન્! આમાંથી જેટલો અમારે જોઈતો હશે તેટલો વાપરીશુ; અથવા બધો જોઈતો હશે તો બધો વાપરીશું.' [ ૫૨–૪ ]

જે આહાર બીજાને આપવા માટે બહાર કાઢ્યો હોય, તે તેની રજા વિના ગ્રહણ ન કરવો; પરંતુ તેણે રજા આપી હોય કે જાતે આપ્યો હોય તો લેવો. [ ૫૫ ]

મુનિએ બધા મુનિઓ માટે એકઠો આહાર આણ્યા પછી, તે બધાને પૂછ્યા વિના મરજી મુજબ પોતાના પરિચિતોને ઝટઝટ આપી ન દેવો; પરંતુ તે આહાર બધાની પાસે લઈ જઈને કહેવું કે, 'મારા પૂર્વપરિચિત (દીક્ષા આપનાર) કે પશ્ચાત્પરિચિત (જ્ઞાનાદિ શીખવનાર) આચાર્યાદિ[1]ને હું આ આહાર આપું?' આવુ સાંભળીને મુનિઓએ તેને કહેવુ કે, 'હે આયુષ્મન્! તું ખુશીથી જેટલો જોઈએ તેટલો આહાર તેમને આપ; અથવા બધો જોઈએ તો બધો આપ' [ ૫૬ ]

કોઈ મુનિ સારું સારું ભોજન માગી લાવી, મનમાં વિચારે, કે આને લુખ્ખું બતાવીશ તો આચાર્ય વગેરે તે

---

૧. મૂળમાં આચાર્ય ઉપરાંત ઉપાધ્યાય (અધ્યાપક), પ્રવર્તક (યથાયોગ્ય પ્રવૃત્તિમાં પ્રેરનાર), સ્થવિર (નબળા પડતા સાધુને સ્થિર કરનાર), ગણી (ગચ્છનો અધિપતિ), ગણધર, ગણાવચ્છેદક (ગચ્છનાં કામકાજની ચિંતા કરનાર) એટલા છે.

લઈ લેશે; માટે તે સારા ભોજનને હલકા ભોજન વડે ઢાંકી કરીને આચાર્યાદિને બતાવે, તો તેને દોષ લાગે માટે તેમ ન કરતાં, કશું છુપાવ્યા વિના તેને ખુલ્લું બતાવવું. તેમજ જે મુનિ મળેલા ભોજનમાંથી સારું સારુ ખાઈ કરી, બાકીનુ આચાર્યાદિને બતાવવા લાવે, તો પણ તેને દોષ લાગે માટે તેમ ન કરવુ. [૫૭]

કોઈ ભિક્ષુઓને સારું ખાવાનુ મળતા તેઓ મુનિ પાસે આવીને કહે કે, 'તમારામાં અમુક મુનિ બીમાર છે; તો તેને આ સારું ભોજન લઈ જઈને આપો જો તે ન ખાય તો તમે ખાઈ જજો.' હવે પેલો સાધુ તે સારું અન્ન ખાઈ જવાના ઇરાદાથી સાચી વાત છુપાવીને પેલા માંદા ભિક્ષુને એમ કહે કે, 'આ અન્ન તો લૂખું છે, યા તીખું છે, યા કડવુ છે, યા કસાણું છે કે માંદાને લાયકનુ નથી,' તો તેને દોષ લાગે. માટે તેમ ન કરતાં તે અન્ન જેવુ હોય તેવુ તેને કહી બતાવવુ હવે પેલા ભિક્ષુઓએ જો તેને એમ કહ્યુ હોય કે, 'તે માંદો મુનિ જો ન ખાય તો આ અન્ન અમારી પાસે પાછું લાવજો,' તો પણ, પોતે ખાઈ જવા માટે જુઠ્ઠું બોલવાને બદલે તેમણે જેમ કહ્યુ હોય તેમ કરવુ. [૬૦-૧]

મુનિએ ભિક્ષા માગવા જતાં માર્ગમાં, મુસાફર-ખાનાંમા, બંગલાઓમા, ગૃહસ્થના ઘરોમા કે ભિક્ષુકાદિના મઠોમાથી આવતી અન્ન કે પાનની સુગંધ તેના સ્વાદ માટે આસક્ત થઈ, 'વાહ સુગંધ' એમ કહી સૂંઘવી નહિ. [૪૪]

## પાણી કેવું લેવું – ન લેવું ?

ભિક્ષુએ લોટ પલાળેલું[1], તલ ધોયેલું[2], ચોખા ધોયેલું કે તેવું બીજું પાણી, તરતનું જ ધોયેલું હોઈ, તેનો સ્વાદ ફર્યો ન હોય કે તેનું પરિણામાંતર ન થયું હોય તથા તે પૂરેપૂરું નિર્જીવ ન થયું હોય, તો તેને સદોષ જાણી ન લેવું. પરંતુ ધોયે બહુ વાર થઈ હોવાથી તેનો સ્વાદ ફરી ગયો હોય, તો તેવા નિર્જીવ થયેલા પાણીને નિર્દોષ જાણી લેવું.

ભિક્ષુએ તલ[3], તુષ કે જવનું પાણી, ઓસામણ, છાસનો નીતાર કે ઊનું અથવા એવું બીજું નિર્જીવ પાણી દેખી, તેના માલિક પાસે માગવું; અને જો તે જાતે લેવાનું કહે તો જાતે લેવું, અથવા પોતે આપે તો તે રીતે લેવું. નિર્જીવ છતાં જે પાણી જીવજંતુવાળી જમીન ઉપર કે જીવજંતુ ઉપર મૂકેલું હોય, અથવા જે પાણી ગૃહસ્થ સજીવ પાણી કે માટીવાળા વાસણ વડે આપવા માંડે કે તેમાં થોડું બીજું ઠંડું પાણી ઉમેરીને આપવા માંડે, તો તેને સદોષ જાણી ન લેવું. [૪૧–૨]

---

૧. उस्सेइमं–पिष्टोत्स्वेदनार्थम्—ટીકા૦। અથવા લોટથી ખરડાયેલાં હોય ધોયેલું પાણી એવો અર્થ પણ થાય

૨. संसेइमं–तिलधावनोदक—ટીકા૦। અથવા સળગેલાં લાકડાં ઓલવવા કે ઉકાળેલી ભાજી ઇ૦ ઠંડી કરવા જે પાણી સીંચવામાં આવે તે.

૩ અહીં ટીકાકારે અર્થ એવો લીધો છે કે, 'તલ વગેરે વડે કોઈ પ્રકારે નિર્જીવ કરેલું (પ્રાસુકીકૃતમ્) પાણી.'

આંબાનુ, અંબાડાનુ, કોઠનુ, બિજોરાનુ, દ્રાક્ષનુ, દાડમનુ, ખજૂરનુ, નાળિયેરનુ, કેરાંનુ, બોરનુ, આમળાનું, આંબલીનુ તથા એવી જાતનુ પીણુ, ઠળિયા, છાલ કે બીજવાળુ હોઈ, ગૃહસ્થ સાધુને માટે છાબ, કપડુ કે વાળાની ચાળણીમાં દાબી કે ગાળીને આપે, તો મુનિએ તે પીણું સદોષ જાણી ન લેવુ. [૪૩]

## સાત પિંડૈષણાઓ[૧] અને પાનૈષણાઓ

૧. વણખરડયા હાથે તથા પાત્રે આપેલુ જ નિર્જીવ ભોજન જાતે માગવુ કે બીજો આપે તો ગ્રહણ કરવું, એ પ્રથમ પિંડૈપણા.

૨. ખરડેલા હાથે અને પાત્રે આપેલું નિર્જીવ ભોજન જ ગ્રહણ કરવુ, એ બીજી પિંડૈષણા.

૩. ચોખ્ખા હાથે અને ખરડેલા પાત્રે કે ખરડેલા હાથે અને ચોખ્ખા પાત્રે હાથમા કે પાત્રમાં આપેલુ નિર્જીવ ભોજન જ જાતે માગવુ કે બીજો આપે તો ગ્રહણ કરવુ,[૨] એ ત્રીજી પિંડૈષણા.

૪. નિર્જીવ પૌંવા, પોક, ધાણી વગેરે, કે જેમાં કાઢી નાખવાનુ બહુ અલ્પ હોય છે, તથા દાતાને પણ પછી વાસણ

---

૧. ભિક્ષાની વસ્તુઓમાં અને ક્ષેત્રમા મર્યાદા બંધાય એ અર્થે ભિક્ષાદિના કેટલાક નિયમો શિષ્ટસંમત થયેલા છે તે આ વિભાગમાં વર્ણવ્યા છે. એષણા એટલે માગવું તે — માગવાનો વિધિ.

૨. મૂળમાં આટલું વધારે છે : થાળ, હાંલ્લાં, સૂપડાં, છાબ કે બહુમૂલા વાસણમા અદ્ધાળુ ગૃહસ્થોને ઘેર અન્ન મૂકી રાખેલું હોય, તેમાથી ....ઇ.

ધોવા વગેરેનું પશ્ચાત્કર્મ બહુ ઓછું કરવાનુ હોય છે, તે જ જાતે માગવાં કે બીજો આપે તો ગ્રહણ કરવાં, એ ચોથી પિંડૈષણા.

૫. જે નિર્જીવ ભોજન ગૃહસ્થે પોતે ખાવા માટે પ્યાલા, થાળી[1] કે કોષકમા[2] પીરસ્યું હોય, (અને તેના હાથ વગેરે ધોયે ઘણો વખત થઈ જવાથી ભીના ન હોય,) તેવુ અન્ન જાતે માગીને લેવું કે બીજો-આપે તો ગ્રહણ કરવું, એ પાંચમી પિંડૈષણા.

૬. ગૃહસ્થે પોતાને કે બીજાને માટે વાસણમાંથી કાઢવા માટે ચાટવા વગેરેથી ઉપાડેલુ નિર્જીવ ભોજન જ હાથ કે વાસણમા જાતે માગીને કે બીજો આપે તો લેવું, એ છટ્ઠી પિંડૈષણા.

૭. જે ભોજન ફેંકી દેવા જેવું હોય, તથા જેને બીજો મનુષ્ય કે જાનવર લેવા ન ઇચ્છે, તેવુ નિર્જીવ ભોજન જ જાતે માગીને કે બીજો આપે તો લેવુ, એ સાતમી પિંડૈષણા.

આ સાત પ્રકારની પિંડૈષણાઓ ભિક્ષુએ જાણવી જોઈએ અને શક્તિ અનુસાર તેમાંની કોઈ સ્વીકારવી જોઈએ.

સાત પાનૈષણાઓ પણ તેવી જ સમજવી. માત્ર ચોથી પાનૈષણા આ રીતે સમજવી: તલનું, તુષનુ, કે જવનું પાણી, ઓસામણ, છાશનો નીતાર કે ઊનું અથવા બીજુ તેવું નિર્જીવ પાણી કે જે લીધાથી (ધોવા

---

૧. મૂળમાં 'ડિંડિમ'-એટલે કે કાંસાનું વાસણ છે.

૨. 'મગધદેશમાં પ્રસિદ્ધ એક પ્રકારનું વાસણ.' -ટીકા૦

સાફ કરવાનું) ખાસ પશ્ચાતકર્મ બહુ ઓછું કરવું પડે, તે જ લેવું.[1] [ ૬૨ ]

આ સાત પિંડૈષણા કે પાનૈષણામાંની કોઈ એક પ્રતિજ્ઞા અંગીકાર કરનારે એમ કદી ન બોલવું કે, મેં જ સારી પ્રતિજ્ઞા લીધી છે અને બીજાઓએ ખોટી પ્રતિજ્ઞા લીધી છે. પરંતુ એમ માનવું કે, બીજાઓએ જે પ્રતિજ્ઞા લીધી છે, અને મેં પણ જે લીધી છે, તે સર્વ જિનની આજ્ઞા પ્રમાણે જ છે; અને બધા પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યા છે. [ ૬૩ ]

---

૧ ટીકાકાર કહે છે: 'સ્વચ્છ હોવાથી અલ્પલેપી હોય અને તેથી ચોટે કરે નહિ.'

# ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧ :** એ ફકરામાં મૂળમાં નીચેની વિગતો છે :

સાલુય (જળકંદ), વિરાલિય (સ્થળકંદ), સાસવણાલિયં (સર્ષપકંદળી) વગેરે કંદ; પીપર, મરચાં, આદું; આંબો, અંબાડો, તાડ, જિજ્ઝરી (વેલ), શતદ્રુ અને સલ્લકિ વગેરેનાં ફળ; પીપળાની, વડની, પીપળીની તથા નદી અને શલ્લકિ વૃક્ષની કૂંપળો, આંબો, કોઠ, દાડમ અને બીલું વગેરેના ગોટલી ન બંધાયેલા મોર; સડેલા કે ખોરાં થયેલાં ખોળ, મધ, મદ્ય, ઘી તથા મદ્યની નીચે બેસતો ઠાર; છરી વગેરેથી ન કાપેલી વસ્તુઓ, જેવી કે છાલ ઉતારેલો શેરડીનો સાંઠો, અંકકરેલું, કસેરુ, શૃંગાટક, પૂતિઆલુક, કમળ, તેની નાળ (બીસ), તેનો તંતુ, તેનું કેસર અને તેની કાકડી; લસણ, તેનાં પાન, તેની દાંડી, તેનો કંદ અને તેની છાલ; જેની ટોચમાં બીજ

ધોવા વગેરેનું પશ્ચાત્કર્મ બહુ ઓછું કરવાનું હોય છે, તે જ જાતે માગવાં કે બીજો આપે તો ગ્રહણ કરવાં, એ ચોથી પિંડૈષણા.

૫. જે નિર્જીવ ભોજન ગૃહસ્થે પોતે ખાવા માટે પ્યાલા, થાળી[1] કે કોપકસા[2] પીરસ્યું હોય, (અને તેના હાથ વગેરે ધોયે ઘણો વખત થઈ જવાથી ભીના ન હોય,) તેવું અન્ન જાતે માગીને લેવું કે બીજો-આપે તો ગ્રહણ કરવું, એ પાંચમી પિંડૈષણા.

૬. ગૃહસ્થે પોતાને કે બીજાને માટે વાસણમાંથી કાઢવા માટે ચાટવા વગેરેથી ઉપાડેલું નિર્જીવ ભોજન જ હાથ કે વાસણમાં જાતે માગીને કે બીજો આપે તો લેવું, એ છઠ્ઠી પિંડૈષણા.

૭. જે ભોજન ફેંકી દેવા જેવું હોય, તથા જેને બીજો મનુષ્ય કે જાનવર લેવા ન ઇચ્છે, તેવું નિર્જીવ ભોજન જ જાતે માગીને કે બીજો આપે તો લેવું, એ સાતમી પિંડૈષણા.

આ સાત પ્રકારની પિંડૈષણાઓ ભિક્ષુએ જાણવી જોઈએ અને શક્તિ અનુસાર તેમાંની કોઈ સ્વીકારવી જોઈએ.

સાત પાનૈષણાઓ પણ તેવી જ સમજવી. માત્ર ચોથી પાનૈષણા આ રીતે સમજવી: તલનું, તુષનું, કે જવનું પાણી, ઓસામણ, છાશનો નીતાર કે ઊનું અથવા બીજું તેવું નિર્જીવ પાણી કે જે લીધાથી (ધોવા

---

૧. મૂળમાં 'ડિંડિમ'-એટલે કે કાંસાનું વાસણ છે.

૨. 'મગધદેશમાં પ્રસિદ્ધ એક પ્રકારનું વાસણ.' –ટીકા૦

સાફ કરવાનુ ) ખાસ પશ્ચાત્કર્મ બહુ ઓછું કરવુ પડે, તે જ લેવુ.[૧] [ ૬૨ ]

આ સાત પિંડૈષણા કે પાનૈષણામાની કોઈ એક પ્રતિજ્ઞા અંગીકાર કરનારે એમ કદી ન બોલવુ કે, મે જ સારી પ્રતિજ્ઞા લીધી છે અને બીજાઓએ ખોટી પ્રતિજ્ઞા લીધી છે. પરતુ એમ માનવુ કે, બીજાઓએ જે પ્રતિજ્ઞા લીધી છે, અને મે પણ જે લીધી છે, તે સર્વ જિનની આજ્ઞા પ્રમાણે જ છે, અને બધા પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યા છે [ ૬૩ ]

---

૧. ટીકાકાર કહે છે ‘સ્વચ્છ હોવાથી અલ્પલેપી હોય અને તેથી ચોટે કરે નહિ.’

## ટિપ્પણો

**ટિપ્પણ નં. ૧**. એ ફકરામા મૂળમાં નીચેની વિગતો છે :

સાલુય (જળકંદ), વિરાલિય (સ્થળકંદ), સાસવણાલિયં (સર્ષપકદળી) વગેરે કદ, પીપર, મરચાં, આદુ; આબો, અંબાડો, તાડ, જિજ્ઝરી (વેલ), શતદ્રુ અને સલ્લકિ વગેરેના ફળ, પીપળાની, વડની, પીપળીની તથા નદી અને શલ્લકિ વૃક્ષની કૂંપળો, આબો, કોઠ, દાડમ અને બીલું વગેરેના ગોટલી ન બંધાયેલા મોર; સડેલા કે ખોરા થયેલાં ખોળ, મધ, મદ્ય, ઘી તથા મદ્યની નીચે બેસતો ઠાર; છરી વગેરેથી ન કાપેલી વસ્તુઓ, જેવી કે છાલ ઉતારેલો શેરડીનો સાંઠો, અંકકરેલું, કસેરુ, શ્રૃંગાટક, પૂતિઆલુક, કમળ, તેની નાળ (બીસ), તેનો તંતુ, તેનું કેસર અને તેની કાકડી; લસણ, તેનાં પાન, તેની દાંડી, તેનો કદ અને તેની છાલ; જેની ટોચમાં બીજ

થાય છે, જેના મૂળમાં બીજ હોય છે, જેની શાખામાં બીજ હોય છે અને જેની પિરાઈમાં બીજ હોય છે તેવી બધી વનસ્પતિઓ, તથા ત્યાં જ ઊગેલા અંકુરો, કેળ, નાળિયેર, ખજૂરી અને તાડના ગર્ભ સિવાયની તેવી બીજી વસ્તુઓ (કારણ કે, તે તો છેદી એટલે તરત અચિત્ત થઈ જાય છે, જ્યારે બીજી નથી થતી.), કાણાં પડેલ કે કાળી પડેલ શેરડી, નેતર કે કેળ વગેરે; બળાત્કારે (ખાડામાં નાખીને ઇ૦) પકાવેલ અસ્થિક, તિંદુક, ટેંબરુ, બિલું, પલગ કે શ્રીપર્ણ ફળ.

## ૨

## શય્યા[1]

### ૧

### કેવા મકાનમાં રહેવું – ન રહેવું?

ભિક્ષુ અથવા ભિક્ષુણીને રહેઠાણની જરૂર પડે એટલે તેણે ગામ, નગર કે રાજધાની વગેરેમાં જવું. [ ૬૪ ]

ત્યાં જે મકાન ઈંડાં, જીવજંતુ તથા જાળા વગેરેવાળું જણાય, તેમા સ્થાન, બેઠક, કે, શય્યા ન કરવા.[2] પણ જે મકાન તેવું ન હોય, તેને સારી રીતે જોઈ-તપાસી, વાળી-ઝૂડી, સાવધાનીપૂર્વક આસન, શય્યા કે બેઠક કરવાં.

---

૧. મૂળમા સેજ્જા–શય્યા શબ્દ છે. તેનો અર્થ પથારી તેમજ મકાન બને થાય છે.

૨. હવે પછી એ ત્રણે ન ગણાવતાં માત્ર 'રહેવું' એટલું જ અનુવાદમાં જણાવ્યું છે. સ્થાન, ધ્યાનાદિ માટે; અને બેઠક, અભ્યાસાદિ માટે સમજવી.

જે મકાન ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને કે અમુક ગણતરીબંધ શ્રમણ બ્રાહ્મણ વગેરેને ઉદ્દેશીને ભૂત પ્રાણોની હિંસા કરીને તૈયાર કર્યું હોય, ખરીદ્યું હોય, ઉછીનું લીધુ હોય, ઝૂંટવી લીધું હોય, (સહિયારી માલકીનુ હોઈ, બધાની) રજા વિના મેળવ્યુ હોય, કે મુનિને સામે જઈને નિવેદિત કર્યું હોય, તે મકાનને સદોષ જાણી, ભિક્ષુએ તેમાં ન રહેવું.

વળી, જે મકાન અમુક ગણતરીબંધ નહિ પણ ગમે તે શ્રમણ બ્રાહ્મણ વગેરે માટે ઉપર પ્રમાણે તૈયાર કર્યું હોય, પણ જે હજુ સુધી બીજાઓ વડે વપરાયુ ન હોય,[1] તે મકાનમા પણ ન રહેવું. પરંતુ, જો તે મકાન બીજાઓ વડે વપરાયુ હોય, તો તેને જોઈ-તપાસી, વાળી-ઝૂડી તેમાં રહેવું.

જે મકાન ગૃહસ્થે ભિક્ષુને ઉદ્દેશી સાદડીઓ કે વાંસની કાંબડીઓથી સમરાવ્યું હોય, લીપાવ્યુ હોય, ધોળાવ્યું હોય, ઘસીને સાફ કરાવ્યુ હોય, સરખું કરાવ્યુ હોય, કે ધૂપથી વાસિત કર્યું હોય; તે જો બીજાઓ વડે વપરાયુ ન હોય,

---

૧. અહીં પણ પિણ્ડૈષણાની પેઠે [સૂત્ર ૬-૮, પા ૯૮] મૂળમા 'બહાર ન કાઢેલું', પોતાનું ગણી ન સ્વીકારેલું તથા વાપરેલું', વગેરે વિશેષણો સરખા જ મૂક્યાં છે. પછીનાં અધ્યયનોમાં પણ પાત્ર, વસ્ત્ર વગેરે બાબતમાં એ ને એ જ શબ્દો આવે છે. તે બધાં વિશેષણોનો અર્થ દરેક બાબતમા લાગુ કરવાનો પ્રયત્ન કરવો નિરર્થક છે. તે દરેકની પાછળ જ્યાં જે મુખ્ય ભાવ છે તે જ રાખી, બીજાં વિશેષણો જતા કર્યાં છે.

તો તેમા ન રહેવુ; પણ જો તે બીજા વડે વપરાયુ હોય, તો તેને જોઈ-તપાસી, વાળી-ઝૂડી, તેમાં રહેવું.[1] [ ૬૪ ]

જે મકાનમા, સાધુને ઉદ્દેશી ગૃહસ્થ નાનાં બારણાં મોટાં કરાવે[2], કે મોટાં બારણા નાનાં કરાવે, કે અંદર તેમજ બહાર પાણીથી થયેલ કંદમૂળ, પત્ર, પુષ્પ, ફળ કે બીજી હરિયાળી એક જગાએથી બીજી જગાએ ખસેડે, કે સદંતર બહાર જ કાઢી નાખે; તથા બાજઠ, પાટ, નિસરણી કે ખાંડણિયો વગેરે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જાય, કે સદતર બહાર કાઢી નાખે; તે મકાનમાં પણ ભિક્ષુએ જ્યાં સુધી તે બીજા વડે વપરાયુ ન હોય ત્યાં સુધી વાસ ન કરવો; પણ બીજા વડે વપરાયા પછી તેમાં વાસ કરવો [૬૫]

ભિક્ષુએ સ્થભ ઉપર, માચડા ઉપર, માળ ઉપર, અગાસી ઉપર કે તેવા આકાશવર્તી ભાગમા ખાસ કારણ વિના ન રહેવુ. કદાચ કોઈ કારણસર રહેવુ પડે, તો ત્યાં રહી હાથપગ, દાત કે મો ન ધોવાં, કે ત્યાથી મળમૂત્ર, લીટ, ગળફો વગેરે શૌચક્રિયાઓ ન કરવી; કારણ કે, તેમ કરવા જતા પડી જઈ હાથપગ ભાંગે, કે અન્ય જીવજતુની હિંસા થાય. [ ૬૬ ]

ભિક્ષુએ સ્ત્રી, બાળક, પશુ તથા તેમનાં ખાનપાનની પ્રવૃત્તિવાળા ગૃહસ્થના ઘરમા ન રહેવું. કારણ કે, તેમાં

---

૧. એટલે કે, ઉદ્દેશીને નવું જ બંધાવે તો હરગિજ સ્વીકાર્ય નથી, પરન્તુ તૈયાર મકાન સુધરાવે યા લીંપાવે તો બીજાએ વાપર્યા પછી સ્વીકારી શકાય.

૨. આ બધુ સૂત્ર ૧૩, પા. ૯૧ ઉપર જણાવ્યા પ્રમાણે સમજી લેવુ.

નીચેના મહાદોષો થવાના સંભવ રહેલા છે. જેમકે, ત્યાં ભિક્ષુને (અમિત-અયોગ્ય ખાનપાનથી) સોજા, ઝાડા, ઊલટી કે તેવા બીજા રોગો થવાનો સંભવ છે, અને તેવે વખતે ગૃહસ્થ તેના ઉપર દયા લાવી તેના શરીરને તેલ, ઘી, માખણ કે ચરબી વગેરેથી માલિશ કરે; કે સુગંધી દ્રવ્યો, ક્વાથો, લોધ્ર, વર્ણક, ચૂર્ણ કે પદ્મક વગેરેનો લેપ કરે; કે ઠંડા કે ગરમ પાણીથી નવરાવે કે લાકડા સાથે લાકડું ઘસી અગ્નિ સળગાવીને તપાવે. [૬૭]

વળી, ત્યાં ગૃહસ્થ, તેની પત્ની, પુત્ર, પુત્રવધૂ કે નોકર-ચાકર અને દાસદાસી અરસપરસ બોલાચાલી, કે મારામારી કરે, તો તેથી તેનું મન ઊંચુંનીચું[1] થાય. [૬૮]

વળી, ગૃહસ્થ પોતાને માટે અગ્નિ સળગાવે તે દેખીને પણ તેનુ મન ઊંચુનીચું થાય. [૬૯]

વળી, ગૃહસ્થને ઘેર તેનાં મણિ, મોતી તથા સોના-ચાંદીના અલંકારો[2] કે તે અલંકારોથી વિભૂષિત તેની તરુણ કન્યા દેખી તેનું મન ઊંચુનીચુ થાય. [૭૦]

વળી, ગૃહસ્થોની સ્ત્રીઓ, પુત્રીઓ, પુત્રવધૂઓ, દાઈઓ, દાસીઓ કે નોકરડીઓ, "બ્રહ્મચારી શ્રમણ સાથે સંભોગ કરવાથી બળવાન, દીપ્તિમાન, રૂપવાન, યશસ્વી, શૂરવીર અને દેખાવડો પુત્ર થાય છે" એમ સાંભળેલું હોવાથી, તેને લોભાવવા કે ડગાવવા પ્રયત્ન કરે. [૭૧]

---

૧. 'એ લોકો એમ કરો,' કે 'ન કરો' એ પ્રમાણે

૨. મૂળમાં તેમની વિગતો આ પ્રમાણે છે: કુંડલ, કંદોરા, મણિ, મોતી, સોનું, રૂપું, કડાં, બાજુબંધ, ગંઠા, સાંકળાં, હાર, અર્ધહાર, એકાવલી, મુક્તાવલી, રત્નાવલી વગેરે.

વળી, ગૃહસ્થો સ્નાનાદિથી સ્વચ્છ રહેનારા હોય છે, અને ભિક્ષુ તો સ્નાન ન કરનારો તથા (પ્રસંગવશાત્) મૂત્રથી શૌચાદિ ક્રિયાઓ કરનારો દુર્ગંધી હોઈ, અળખામણો થઈ પડે; અથવા ગૃહસ્થને પોતાના કાર્યો ભિક્ષુને કારણે ઊલટપૂલટ કરી નાખવાં પડે, કે જતાં કરવાં પડે. [ ૭૨ ]

વળી, ગૃહસ્થે પોતાને માટે ભોજન તૈયાર કરી દીધુ હોય, એટલે પછી ભિક્ષુ માટે તે નવું વિવિધ જાતનું ખાનપાન તૈયાર કરવા માડે, અને તે જોઈ ભિક્ષુને તેની આકાંક્ષા પણ થાય. [ ૭૩ ]

વળી, ગૃહસ્થે પોતાના ખપપૂરતાં લાકડાં ફાડી રાખ્યાં હોય, અને પછી ભિક્ષુ માટે વધુ લાકડા ફાડવા માડે કે ખરીદીને કે ઊછીના લઈ આવીને અગ્નિ સળગાવે; તથા તે જોઈ ભિક્ષુને તાપવાની આકાક્ષા પણ થાય. [ ૭૪ ]

વળી, ગૃહસ્થને ઘેર રહેતાં ભિક્ષુ રાત્રે કે મોડોવહેલો મળમૂત્ર કરવા ગૃહસ્થના ઘરનુ બારણું ઉઘાડવા જાય, અને તે વખતે તક જોઈને બેઠેલો ચોર અદર પેસી જાય. તે વખતે સાધુથી એમ તો બોલાય નહિ કે, 'આ ચોર પેઠો, આ ચોર સંતાયો; આ ચોર આવ્યો; આ ચોર ગયો, આણે ચોર્યું બીજાએ ચોર્યું; આનુ ચોર્યું, બીજાનુ ચોર્યું; આ ચોર છે, આ તેનો સાગરીત છે; આણે માર્યું; કે આણે આમ કર્યું '. એટલે ગૃહસ્થ તે તપસી ભિક્ષુ ઉપર જ ચોરીની શંકા લાવે. માટે, પહેલીથી જ તેવા મકાનમાં ન રહેવુ એવો ભિક્ષુને ઉપદેશ છે. [ ૭૫ ]

જે મકાન ઘાસ કે પરાળના ઢગલાની નજીક હોય અને તેથી ઘણું જીવજંતુવાળું હોય, તેમા ભિક્ષુ એન રહેવું; પણ જો તે જીવજંતુ વિનાનુ હોય, તો તેમાં રહેવું. [ ૭૬ ]

મુનિએ મુસાફરખાનાં, બગીચાઓમાં બાંધેલાં આરામગૃહો, તથા મઠો વગેરે, કે જ્યાં વારંવાર અનેક સાધુઓ આવતા જતા હોય, ત્યા ન રહેવું. [ ૭૭ ]

જે મકાનોમાં જવા આવવાની કે ભણવા ગણવાની મુશ્કેલી હોય, તથા જ્યાં ચિત્તની સ્વસ્થતા રહી ન શકે તેવી હોય, તેવાં રહેઠાણમા ભિક્ષુએ ન રહેવું. જેમકે: જે મકાન ગૃહસ્થો, અગ્નિ અને પાણીવાળું હોય; જ્યાં જવાનો રસ્તો ગૃહસ્થના ઘરની વચ્ચે થઈને હોય; જ્યાં ગૃહસ્થના ઘરનાં માણસો અરસપરસ ઝઘડા-બખેડા કરતાં હોય, કે અરસપરસ શરીરને તેલ વગેરેથી ચોળતાં હોય, કે અરસપરસ સુગંધી દ્રવ્યો વગેરેનું વિલેપન કરતાં હોય, કે અરસપરસ સ્નાન કરતાં-કરાવતાં હોય, કે નગ્ન બેસતાં હોય કે નગ્નાવસ્થામાં ગુપ્ત રીતે અરસપરસ સંભોગની યાચના કરતાં હોય, કે બીજી ગુપ્ત વાતો કરતાં હોય; અથવા જે ઘરમા કામોદ્દીપક ચિત્રો હોય — એવા મકાનમાં મુનિએ ન રહેવુ. [ ૯૧-૮ ]

## રહેઠાણ કેવી રીતે માગવું ?

મુનિએ મુસાફરખાનાં વગેરેમાં જઈને પૂરતી તપાસ કર્યા બાદ રહેઠાણ માગવું. તેનો જે ગૃહસ્વામી કે અધિષ્ઠાતા હોય, તેની આ પ્રમાણે રજા લેવી: “ હે આયુષ્મન્ ! તારી મરજી હોય તો તારી રજા અને પરવાનગી પ્રમાણે અમે

અહી થોડો યા વધુ વખત રહીશુ; અથવા (વધુ વખત રહેવાનું હશે તો પણ) જ્યા સુધી તું અહી રહેવાનો હોઈશ કે આ મકાન તારે કબજે હશે ત્યાં સુધી જ રહીશું, અને ત્યાર બાદ ચાલ્યા જઈશું, તથા (કેટલા જણ રહેશો એમ પૂછે તો મુકરર સખ્યા ન કહેતાં,) જેટલા આવશે તેટલા રહીશું. (એમ કહેવુ — ટીકા૦) [૮૯]

ભિક્ષુ જેના મકાનમા રહે તેનું નામ પહેલેથી જ જાણી લે, જેથી, તે નિમત્રણ આપે કે ન આપે તો પણ તેનું ભિક્ષાન્ન ટાળી શકાય [૯૦]

## કેટલાક દોષો

કોઈ ભિક્ષુ મુસાફરખાનાં વગેરેમાં (અન્ય ઋતુમાં એક માસ અને વર્ષાઋતુમા ચાર માસ એમ) એક વખત રહ્યા પછી, ફરી ત્યા વારંવાર રહેવા આવે, તો તે કાલાતિક્રમદોષ કહેવાય. [૭૯]

કેટલાક શ્રદ્ધાળુ ગૃહસ્થો પોતાને માટે તબેલા, વખારો, પરબો, કારખાના કે તેવા બીજા મકાનો[1] બનાવતી વખતે, શ્રમણ-બ્રાહ્મણ વગેરેને રહેવા કામ આવે તે માટે જાણી જોઈને તેમને મોટાં બનાવરાવે છે તેવાં મકાનોમાં શ્રમણ-બ્રાહ્મણો આવતા જતા થયા હોય, ત્યાર પછી સાધુ

---

૧. મૂળમાં આ પ્રમાણે વિગતો છે: લુહારનાં કારખાનાં, દેવાલયોની બાજુના ઓરડા, દેવાલયો, સભાઓ, પરબો, દુકાનો, વખારો, તબેલાઓ, ચૂનાના, દર્ભનાં, વાધરીનાં, વલ્કલનાં, જંગલનાં, અગ્નિનાં, અને કાષ્ઠના કારખાનાં; શ્મશાનગૃહો, શાંતિગૃહો, શૂન્યગૃહો, ગિરિગૃહો, કંદરાઓ તથા પાષાણમંડપો.

જઈને ઊતરે, તો તે અભિક્રાંતક્રિયા દોષ કહેવાય; અને પહેલવહેલો જ જઈને ઊતરે, તો અનભિક્રાંતક્રિયા દોષ કહેવાય. [૮૦-૧]

કેટલાક શ્રદ્ધાળુ ગૃહસ્થોએ એવું સાંભળ્યું હોય છે કે, શ્રમણ ભગવાનો પોતાને ઉદ્દેશીને બંધાવેલાં મકાનોમાં નથી રહેતા; તેથી તેઓ એવો વિચાર કરે છે કે, 'આપણે પોતાને માટે મકાન વગેરે બંધાવીશું; અને પછી તે શ્રમણોને આપી દઈ, આપણે માટે બીજાં બનાવીશું'. આવું જાણ્યા બાદ જો કોઈ સાધુ તેવાં મકાનોમાં ઊતરે, તો તે વર્જ્યક્રિયા દોષ કહેવાય. [૮૨]

તે જ પ્રમાણે કેટલાક શ્રદ્ધાળુ ગૃહસ્થોએ અમુક ગણતરીબંધ શ્રમણ, બ્રાહ્મણ, અતિથિ, કૃપણ, વગેરે માટે મકાનો તૈયાર કરાવ્યાં હોય છે. તેવાં મકાનોમા રહેવા જવું તે મહાવર્જ્યક્રિયા દોષ કહેવાય. [૮૩]

તે જ પ્રમાણે શ્રમણ વર્ગના જ અનેક ભિક્ષુઓ માટે તૈયાર કરાવેલાં મકાનોમા ઊતરવું તે સાવદ્યક્રિયા દોષ કહેવાય.[1] [૮૪]

કોઈ ગૃહસ્થે સમાનધર્મી અમુક એક શ્રમણને ઉદ્દેશીને છયે પ્રકારના જીવોની મોટી હિંસા કરીને, છાદન, લીંપણ, વગેરેથી મકાન વગેરે તૈયાર કર્યું હોય; તેમાં ઠંડું પાણી

---

૧. આ સૂત્રના પાઠમાં ઘણો ફેરફાર છે. અહીં—'वहवे समणजाए समुद्दिस्स' એ પાઠ સ્વીકાર્યો છે. ટીકાકાર શ્રમણોના પાંચ વર્ગો જણાવે છે: નિર્ગ્રંથ (જૈન), શાક્ય (બૌદ્ધ), તાપસ, ગૈરિક અને આજીવિક.

ભરી રાખ્યું હોય, અને અગ્નિ સળગાવી રાખ્યો હોય; તેવા પોતાને માટે તૈયાર કરેલા મકાનમાં ઊતરવું, એ મહાસાવદ્ય-ક્રિયા દોષ કહેવાય. અને તેમ કરનારો નથી ગૃહસ્થ કે નથી સાધુ. [ ૮૫ ]

પરંતુ, જે મકાન ગૃહસ્થે પોતાને ઉદ્દેશીને લીંપણગૂંપણ વગેરેથી તૈયાર કર્યું હોય, તેમાં જઈને રહેવું એ અલ્પ-સાવદ્યક્રિયા દોષ કહેવાય.[1] [ ૮૬ ]

કેટલાક સરળ, મોક્ષપરાયણ તથા નિષ્કપટ ભિક્ષુઓ કહે છે કે, 'ભિક્ષુને નિર્દોષ અને જોઈતું રહેઠાણ મળવું સુલભ નથી કારણ કે, કાંઈ નહિ તો તે છાદન, લીંપન, બારીબારણાં[2] તેમજ ભિક્ષાન્નની[3] બાબતમા શુદ્ધ નથી જ હોતું. વળી, ભિક્ષુ વખતે ચંક્રમણ કરે છે, વખતે સ્થિર બેસે છે, વખતે સ્વાધ્યાય કરે છે; વખતે સૂવે છે અને વખતે ભિક્ષા માગે છે એટલે તે બધી બાબતોમાં અનુકૂળ એવું રહેઠાણ તેને મળવું મુસ્કેલ જ છે' આવું સાભળી કેટલાક ગૃહસ્થો ભિક્ષુને અનુકૂળ આવે તેવી જગાઓ તૈયાર કરી રાખે છે; અને તેમા થોડુંક જાતે રહી, હિસ્સો વહેંચી, પોતાની સમજ પ્રમાણે ભિક્ષુને સ્વીકારવા યોગ્ય કરી, રાખી

---

૧ ટીકાકાર જણાવે છે કે, અહીં સુધી વર્ણવેલા નવ પ્રકારનાં રહેઠાણમાંથી અભિક્રાંતક્રિયા અને અલ્પસાવદ્યક્રિયા એ બે દોષવાળું રહેઠાણ સ્વીકારવા યોગ્ય છે, અને બાકીનાં ત્યાગવા યોગ્ય છે.

૨. નાના મોટાં કરવાં કે વાસવાં ઉઘાડવાં.

૩. ઉતારો આપનાર જ ભિક્ષુને ભિક્ષા આપવાનો પણ આગ્રહ કરે, અને ભિક્ષુ તે સ્વીકારી શકે નહિ એટલે તેનું મન દુભાય.

મૂકે છે. તો હવે પ્રશ્ન થાય છે કે, મુનિઓએ પોતાને સ્વીકારવા યોગ્ય કે ન સ્વીકારવા યોગ્ય રહેઠાણનું વર્ણન ગૃહસ્થો આગળ કરી બતાવવું તે યોગ્ય છે? હા, યોગ્ય છે.[1] [૮૭]

## પાથરણું[2] કેવું માગવું?

ભિક્ષુને પાથરણું માગવાની જરૂર પડે, ત્યારે તેણે જે પાથરણું ઝીણાં ઈંડા કે જીવજંતુ વગેરે વાળું જણાય, તે ન સ્વીકારવું, પરંતુ, ઈંડા કે જીવજંતુ વિનાનું સ્વીકારવું તે પણ, દાતા તેને પાછું લેવા ના પાડતો હોય તો ન સ્વીકારવું; પરંતુ દાતા તેને પાછું લેવા કબૂલ થતો હોય તો જ સ્વીકારવું; વળી, તે બહુ શિથિલ કે હાલી ગયેલું હોય, તો તેને ન સ્વીકારવું; પરંતુ દૃઢ તથા મજબૂત હોય તો જ સ્વીકારવું. [૯૯]

અત્યાર સુધી વર્ણવેલા દોષો ત્યાગ્યા પછી ભિક્ષુએ પાથરણું માગવાના ચાર નિયમો[3] જાણવા જોઈએ, અને તેમાંથી કોઈ એકને અનુસરવો જોઈએ.

૧. ભિક્ષુએ ઘાસ, દાભ કે પરાળ આદિનાં પાથરણામાંથી કોઈ પણ એકનું નામ લઈને જ ગૃહસ્થ પાસેથી પાથરણું માગવું; જેમકે: તૃણનું, દાભનું, ઘાસનું,

---

૧. અલબત્ત, તેમ કરવામાં કાંઈ બીજો ઇરાદો મનમાં ન હોવો જોઈએ.

૨. મૂળમાં 'સન્તારક' શબ્દ છે. પણ તેમાં પાટ, પાટિયું બધું આવી જાય.

૩. મૂળમાં 'પ્રતિમાઓ' શબ્દ છે

પરાળનું, વાંસની ચીપોનું કે પીપળા વગેરેના પાટિયાનું[1]. એમાંનું કોઈ નક્કી કરેલું પાથરણું પોતે માગે કે બીજો આપે તો લે, એ પહેલો નિયમ.

૨. ઉપર જણાવેલાંમાનું નક્કી કરેલું કોઈ પાથરણું ગૃહસ્થને ઘેર દેખાને માગે અથવા તે આપે તો લે, એ બીજો નિયમ.

૩. જેને ઘેર ઉતારો કર્યો હોય, તેની પાસે ઉપર જણાવેલામાંથી કોઈ પાથરણું માગે, અથવા તે આપે તો લે; નહીં તો, ઉભડક કે પલાંઠી વગેરે વાળીને બેસી રહી, આખી રાત વિતાવે, એ ત્રીજો નિયમ.

૪. જેને ત્યાં ઉતારો કર્યો હોય તેને ત્યાં સૂવા લાયક પથ્થર કે લાકડાની છાટ[2] તૈયાર પડેલી જ મળી આવે, તો તેના ઉપર સૂવે; નહિ તો, ઉભડક કે પલાંઠી વગેરે વાળીને બેસી રહી, આખી રાત વિતાવે, એ ચોથો નિયમ. [૧૦૦-૨]

આ ચારમાથી કોઈ પણ એક નિયમ લેનારે એમ કદી ન બોલવુ કે, 'મે જ ખરો નિયમ લીધો છે, અને બીજાઓએ ખોટો નિયમ લીધો છે.' પરંતુ એમ માનવુ કે, બીજાઓ જે નિયમ અનુસરે છે અને હુ પણ જે નિયમને

---

૧. મૂળમાં નીચે પ્રમાણે નામો છે ઈક્કડ (ઘાસ) નું, વાંસની ચીપોનું (કઢિણું), જંતુક (ઘાસ)નું. પરગ (ઘાસ)નુ, મોરપીંછનું, તૃણનું, દાભનું, કૂર્ચકનું, પીપળા (વગેરેનાં લાકડાં) નું, કે પરાળનુ.

૨. મૂળમા પૃથ્વીશિલા તથા કાષ્ઠશિલા શબ્દ છે. 'તે જે ઘાનાદિકને વિષે પાટિયા જડયા હુઈ, તેહવા સંથારા પાથર્યા જ લહિસ્યુ તો સથારો કરિસ્યું.' —ટબાકાર.

અનુસરું છું, તે જિનની આજ્ઞા પ્રમાણે જ છે; અને દરેક પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યો છે. [ ૧૦૩ ]

### કેવી રીતે પથારી કરવી તથા સૂવું ?

મકાન શોધ્યા બાદ ભિક્ષુએ તે જગાને જોઈ-તપાસી તથા વાળી-ઝૂડી તેના ઉપર સાવધાનતાપૂર્વક આસન, પથારી કે બેઠક કરવાં [ ૬૪ ]

પથારી માટે જગા શોધતી વખતે આચાર્ય, ઉપાધ્યાય વગેરે તથા બાળ, બીમાર કે મહેમાન વગેરે માટે રખાયેલી જગા છોડીને, બાકીની જગામાં—છેડે કે વચમાં, સરખી જગામાં કે વિષમ જગામાં, પવનવાળી જગામાં કે પવન વિનાની જગામાં, સાવધાનીથી પથારી કરવી.-[ ૧૦૭ ]

સાધુએ સૂતા પહેલાં મળમૂત્રની જગા જાણી લેવી. નહિ તો, રાતમાં મોડોવહેલો મળમૂત્ર કરવા જતાં તે પડે આખડે, અને હાથ પગ ભાંગે કે જીવોની હિંસા કરે. [ ૧૦૬ ]

સૂતા પહેલાં ભિક્ષુએ માથાથી પગ લગીના શરીરને લૂછી નાખી સાવધાનતાપૂર્વક પથારીમાં સૂવું. [ ૧૦૮ ]

ઘણા જણ એક જગાએ સૂતા હોય, તો બીજા કોઈને હાથ, પગ કે શરીર અડે નહી તે રીતે સૂવું; તથા સૂતા બાદ ( જોરથી ) શ્વાસોશ્વાસ લેતી વખતે, છીંકતી વખતે, બગાસું ખાતી વખતે, ઓડકાર ખાતી વખતે, કે વાછૂટ કરતી વખતે મોં કે ગુદા હાથથી ઢાંકીને સાવધાનતાપૂર્વક તે તે ક્રિયા કરવી. [ ૧૦૯ ]

મકાનમા બીજા ઘણા સૂતા હોય, અને ઘર નાનું, નીચું કે નીચાં બારણાંવાળું તથા ભીડવાળું હોય; તો તેના

મકાનમાં રાત દરમ્યાન કે મોડાવહેલા નીકળતી કે પેસતી વખતે, હાથ આગળ કરીને પછી પગ મૂકીને સાવધાનતાપૂર્વક પેસવું કે નીકળવું. કારણ, રસ્તામાં શ્રમણાદિનાં છત્ર, પાત્ર, દંડ, લાઠી, કમંડળ, વસ્ત્ર, પડદા, ચામડા, પગરખાં કે ચામડાં કાપવાનાં હથિયારો આમ તેમ રખડતાં પડયાં હોય; તેથી, બેદરકારીથી ચાલવા જતાં સાધુ ત્યાં પડી આખડી હાથ પગ ભાંગે કે જીવજંતુની હિંસા કરે. [૮૮]

## પાથરણું કેવી રીત પાછું આપવું ?

માગેલું પાથરણું ગૃહસ્થને પાછું આપવું હોય, તો ઈંડાં કે જીવજંતુવાળું પાછું ન આપવું; પણ ઈંડાં કે જીવજંતુ-વિનાનું, જોઈ-તપાસી તથા સાફ કરીને આપવું. [૧૦૫]

## સમતા

ભિક્ષુને સૂવા માટે કોઈ વાર સરખી જગા મળે, તો કોઈ વાર ખરબચડી મળે, કોઈ વખત પવનવાળી મળે, તો કોઈ વાર પવન વિનાની મળે, કોઈ વખત કચરાળી મળે, તો કોઈ વખત સાફ મળે, કોઈ વખત ડાંસમચ્છરના ઉપદ્રવ વાળી મળે, તો કોઈ વખત તેવા ઉપદ્રવ વિનાની મળે; કોઈ વખત પડેલ ખડેલ મળે, તો કોઈ વખત આબાદ મળે; કોઈ વખત ભયપૂર્ણ મળે, તો કોઈ વખત નિર્ભય મળે; તોપણ, મુનિએ તે દરેક જગાને સમતાપૂર્વક સ્વીકારવી; પરંતુ, ખિન્ન કે હર્ષિત ન થવું. મુનિના આચારની-એ જ સંપૂર્ણતા છે કે, તે બધી બાબતોમાં રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમાં તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે. [૧૧૦]

૩

# મુસાફરી[1]

## ચાતુર્માસ

ભિક્ષુ અથવા ભિક્ષુણી એમ જાણે, કે હવે વર્ષાઋતુ આવી ચૂકી છે, તથા સારી પેઠે વરસાદ વરસવાથી ઘણાં જીવજંતુ ઉત્પન્ન થયાં છે, ઘણા અંકુર ફૂટી નીકળ્યા છે, તથા રસ્તાઓ ઘણાં જીવજંતુ, વનસ્પતિ વગેરેથી ભરપૂર થઈ ગયા છે, અને જવર અવર બંધ પડવાથી ધામમા દેખાય તેમ પણ રહ્યા નથી; તો તેણે ગામેગામ ફરવાનુ બંધ કરવું, અને સંયમપૂર્વક કોઈ ઠેકાણે ચાતુર્માસ[2] કરીને રહેવું. [૧૧૧]

---

૧. મૂળ· ઇર્યા। સાધુ એક જગાએ સ્થિર ન રહી શકે, તે એક ગામથી બીજે ગામ ફરતો રહે. અન્ય ઋતુમાં કારણસર વધારેમા વધારે એક માસ અને વર્ષાઋતુમાં ચાર માસ તે એક જગાએ સ્થિર રહી શકે.

૨. મૂળમાં 'વાસાવાસ'-વર્ષાવાસ શબ્દ છે.

જે ગામ કે શહેરમાં મોટી સ્વાધ્યાયભૂમિ[1] ન હોય; ખરચુ-પાણી જવાની સવડ પડતી જગા ન હોય; સૂવા[2] માટેનુ પાટિયુ, પીઠ ટેકવવાનુ પાટિયુ, પાથરણું, રહેઠાણ અને નિર્દોષ ભિક્ષાન્ન સુલભ ન હોય; તથા જ્યા ઘણા શ્રમણ-બ્રાહ્મણ, ભિખારી વગેરે આવ્યા હોવાથી, અથવા આવવાના હોવાથી, બહુ ભીડ થવાને કારણે જવર-અવર, સ્વાધ્યાય, ધ્યાન વગેરેમાં અડચણ પડે તેમ હોય; તેવા ગામ કે શહેરમાં ભિક્ષુએ ચાતુર્માસ ન રહેવુ. પરંતુ, જ્યાં તેવુ ન હોય, ત્યાં સંભાળપૂર્વક ચાતુર્માસ કરીને રહેવુ. [૧૧૨]

વર્ષાઋતુના ચાર માસ પૂરા થઈ જાય અને હેમંત ઋતુના પણ પાંચદશ દિવસ વીતી જાય; છતા, જો રસ્તાઓ હજુ બહુ જીવજંતુ તથા ઘાસ વગેરેવાળા હોય, અને શ્રમણ-બ્રાહ્મણ વગેરે લોકોની આવજા શરૂ ન થઈ હોય, તો ભિક્ષુએ ગામેગામ ફરવાનુ શરૂ ન કરવુ; પરંતુ રસ્તાઓ ઉપર જીવ-જંતુ, ઘાસ વગેરે ઓછાં થઈ જાય અને શ્રમણાદિની આવ-જા શરૂ થઈ જાય, ત્યાર બાદ સાવધાનીથી એક ગામથી બીજે ગામ ફરવાનુ શરૂ કરવુ [૧૧૩]

### ગામેગામ કેવી રીતે ફરવું ?

ભિક્ષુએ ચાલતી વખતે પોતાની આગળ ચાર હાથ જેટલી જમીન ઉપર નજર રાખીને ચાલવુ. રસ્તામા જીવજંતુ ફરતુ દેખીને, પગને આગળથી કે પાછળથી કે આડો અવળો ઊંચો કરીને ચાલવુ. જીવજંતુ વગેરે વિનાનો રસ્તો મળતો

---

૧. શાસ્ત્રાદિકનું વાંચન-મનન કરવા માટે એકાંત જગા.

૨ મૂળમા 'વિયારભૂમી'–વિચારભૂમિ શબ્દ છે.

હોય, તો લાંબો હોય તોપણ તે રસ્તે જવું; પરંતુ, જીવજંતુ વગેરેવાળા ટૂંકે રસ્તે ન જવું. [૧૧૪]

ભિક્ષુએ બીજે ગામ જતી વખતે માર્ગમાં ગૃહસ્થો કે બીજાઓ સાથે બકબકારો કરતા ન ચાલવું. રસ્તામાં સામા વટેમાર્ગુ મળે અને પૂછે કે, 'આ ગામ કે શહેર કેવડું છે: ત્યાં કેટલા ઘોડા, હાથી, ભિખારી કે મનુષ્યો રહે છે, ત્યાં ભાતપાણી, માણસ, ધાન્ય વગેરે થોડાં છે કે ઘણાં છે;'–તો તેનો ભિક્ષુએ કાંઈ જવાબ ન આપવો; તેમજ જાતે પણ તેમને તેવું કાંઈ પૂછવું નહિ. [૧૨૩,૧૨૬]

બીજે ગામ જતાં સાથે આચાર્ય, ઉપાધ્યાય કે પોતાનાથી અધિક ગુણવાળા સાધુ હોય, તો તેમના હાથપગ સાથે પોતાના હાથપગ અથડાય નહી તેવી રીતે સંભાળપૂર્વક ચાલવું; અને રસ્તામાં વટેમાર્ગુઓ મળે અને પૂછે કે, 'તમે કોણ છો, ક્યાંથી આવો છો કે ક્યાં જાઓ છો?' —તો તેનો જવાબ પોતે ન આપતાં આચાર્યાદિકને આપવા દેવો, અને તેઓ જવાબ આપતા હોય ત્યારે વચ્ચે ન બોલવું. [૧૨૮]

માર્ગમાં કોઈ વટેમાર્ગુ સામો મળે અને પૂછે કે, 'રસ્તામાં તમે અમુક મનુષ્ય, પ્રાણી કે પંખી જોયું છે; કે અમુક કંદ, મૂળ કે વનસ્પતિ, કે અગ્નિ, પાણી કે ધાન્ય જોયું છે; જો જોયું હોય તો કહો અને બતાવો;'—તો તેને કાંઈ ન કહેવું કે બતાવવું. તેના પ્રશ્નની ચૂપ રહી ઉપેક્ષા જ કરવી. અને જાણવા છતાં, 'હું જાણું છું' એમ પણ કહેવા ન જવું. એ જ પ્રમાણે, કોઈ પડાવ નાખીને પડેલા લશ્કરની

બાબતમાં પૂછે, કે હવે કયુ ગામ આવશે એમ પૂછે, કે અમુક ગામ જવાનો રસ્તો કેટલો લાંબો છે એવું પૂછે, તો તે બધા પ્રશ્નોની બાબતમા પણ એ પ્રમાણે જ સમજવું. [૧૨૯]

માર્ગમાં, કાદવથી ખરડાયેલા પગ સાફ થાય તે ઇરાદે, પગરવટથી આઘાપાછા થઈ ઘાસ કે લીલોતરી તોડતા, દબાવતા કે કચરતા ન ચાલવુ; પરંતુ, પહેલેથી તપાસી રાખેલા તથા થોડી લીલોતરીવાળા ભાગમાં જ સભાળપૂર્વક ચાલવુ. [૧૨૫]

માર્ગમાં કિલ્લા, ખાઈ, કોટ, દરવાજા વગેરે ઊતરવાના આવતા હોય, તો બીજો રસ્તો હોય ત્યાં સુધી તેવે ટૂંકે રસ્તે પણ ન જવુ; બીજો રસ્તો ન હોવાથી ત્યાં થઈને જ જવુ પડે, તો ઝાડ, ગુચ્છા, ગુલ્મ, લતા, વેલા, તૃણ, ઝાડવા કે તેવી કોઈ પણ વનસ્પતિ પકડીને ઊતરવુ; અથવા કોઈ વટેમાર્ગુ જતો હોય તો તેના હાથની મદદ માગવી. અને એ રીતે સભાળપૂર્વક ઊતરીને આગળ ચાલવુ. [૧૨૫]

માર્ગમાં ધાન્ય, ગાડા, રથ તથા દેશના કે પરદેશના સૈન્યનો પડાવ દેખીને, બીજો રસ્તો હોય તો તેવા ટૂંકે રસ્તે પણ ન જવુ. બાજો રસ્તો ન હોવાથી ત્યા થઈને જ જવુ પડે, અને સૈન્યનો કોઈ માણસ આવીને કહે કે, 'આ તો જાસુસ છે, માટે તેને પકડીને ખેચી ચાલો,' તો તેવે વખતે વ્યાકુળ થયા વિના, તથા મનને બહાર જવા દીધા વિના, પોતાની જાતને એકાગ્ર કરી, સમાહિત કરવી. [૧૨૫]

જે માર્ગમાં સરહદ ઉપરનાં વિવિધ પ્રકારનાં ચોરોનાં, મ્લેચ્છોના[1] તથા અનાર્યોં[2] વગેરેનાં સ્થાનો આવતાં હોય, કે જ્યાંના લોકોને ધર્મભાન કરાવવું મુશ્કેલ અને અશક્ય છે, તથા જે લોકો અકાળે ખાવાપીવા તથા સૂવા વગેરેનો વ્યવહાર કરે છે — તે માર્ગે બીજા સારા સ્થળો અને પ્રદેશો હોવા છતાં વિચરવા ન જવું. તે જ પ્રમાણે જે માર્ગે રાજા વિનાનાં, કે ગણસત્તાક કે નાની વયના રાજાવાળાં કે બે રાજાવાળાં કે કોઈ પણ જાતના રાજ્ય વિનાનાં કે અરસપરસ વિરોધવાળાં સ્થળ આવતાં હોય, તે માર્ગે પણ ન જવું. કારણ કે, ત્યાંના મૂર્ખ લોકો તેને ચોર, જાસુસ કે સામા પક્ષનો માણસ ધારી મારે, ધમકાવે કે તેનાં વસ્ત્રાદિ ઝૂંટવી લે કે તોડીફાડી નાખે. [૧૧૫-૬]

જે માર્ગે જતાં લાંબો વગડાઉ રસ્તો પાર કરવાનો હોય,— જે એક દિવસે, બે દિવસે, કે ત્રણ, ચાર કે પાચ દિવસે પણ પાર કરાય કે ન કરાય — તેવે માર્ગે બીજા સારા પ્રદેશો હોવા છતા ન જવું; કારણ કે, અધવચ વરસાદ આવી પડે, તો રસ્તો જીવજંતુ, હરિયાળી કે પાણીવાળો થઈ જાય અને જમીન પણ ભીની, સજીવ થઈ જાય. [૧૧૭]

માર્ગે ચાલતા કિલ્લા, ખાઈ, કોટ, ગુફા, પર્વત ઉપરનાં ઘરો (કૂટાગાર), ભોંયરાઓ, વૃક્ષગૃહો, પર્વતગૃહો, ચૈત્યવૃક્ષ, સ્તૂપ, મુસાફરખાના કે ઉદ્યાનગૃહો વગેરે આવાસો અને

---

૧. બર્બર, શબર, પુલિન્દ્ર આદિ મ્લેચ્છો–ટીકા૦

૨ આર્ય–અનાર્યની જૈન કલ્પના માટે જુઓ 'ભગવાન મહાવીરની ધર્મકથાઓ' પા. ૨૦૫.

ભવનો હાથ ઊંચો કરીને કે આંગળી કરીને કે ઊંચાનીચા થઈને જોવાં નહિ; પણ સાવધાનીથી સીધે માર્ગે ચાલ્યા જવું તે જ પ્રમાણે જળાશયો[1] વગેરેની બાબતમાં પણ સમજવું. કારણ કે, તેમ કરવાથી ત્યાં જે પશુપખી વગેરે સ્થળચર, ખેચર કે જળચર પ્રાણીઓ હોય, તે 'આ શ્રમણ અમને વારે છે,' એમ માની, ત્રાસ પામી, નાહક વાડ વગેરે સતાવાની જગા તરફ દોડે. [૧૨૭]

માર્ગમાં વકરેલો આખલો, સિંહ, વાઘ કે દીપડો વગેરે દેખીને, તેમનાથી બી જઈ, માર્ગ છોડી ઉન્માર્ગે ન જવુ, કે વન, ગહન તથા બીજી દુર્ગમ જગામાં ન પેસી જવુ, કે ઝાડ ઉપર ન ચડી જવુ, કે ઊંડા પાણીમાં કૂદી ન પડવુ; કે વાડ, હથિયાર કે તેવુ બીજુ કોઈ શરણ ન ઇચ્છવુ. પરંતુ, જરા પણ ગભરાયા વિના, સ્વસ્થ રીતે સંયમપૂર્વક ચાલ્યા જવુ. તે જ પ્રમાણે માર્ગમાં લૂટારુઓનું ટોળુ મળે ત્યારે પણ સમજવું. તે લૂટારુઓ, પાસે આવી, કપડાં વગેરે માગે કે કાઢી આપવાનુ કહે, તો તેમ ન કરવુ. તેઓ, 'જાતે ઝૂટવી લેવા પડશે' એમ માની, જાતે ઉતારી લે; તો પછી તેમને નમસ્કાર, અંજલિ કે કાલાવાલા કરી તે બધુ પાછુ ન માગવુ; પરંતુ, ધર્મકથનપૂર્વક માગવું અથવા ચુપચુપ ઉપેક્ષા કરવી. વળી, ચોરોએ તેને જે

---

૧. મૂળમાં ભાઠા, ચરા, નદી વચ્ચેના બેટ, રણ, અરણ્ય, પર્વત, કૂવા, તળાવ, ધરા, નદી, વાવ, પુષ્કરિણી, દીર્ઘિકા (રમવા તરવા કરેલી), ગુંજાલિકા (ઊંડું, ગંભીર, કુટિલ જલાશય), સરોવરો અને સરોવરોની પંક્તિઓ છે.

કોઈ મારઝૂડ કરી હોય, તે ગામમાં કે રાજદરબારમાં ન ફેલાવવી; તથા કોઈને જઈને એમ ન કહેવું કે, 'હે આયુષ્મન્! આ ચોરોએ મને આમ કર્યું, કે તેમ કર્યું'; તથા મનમાં એવો સંકલ્પ પણ ન કરવો. પરંતુ, વ્યાકુળ થયા વિના, સ્વસ્થ ચિત્તે સાવધાનીથી ચાલ્યા જવું. [ ૧૩૧ ]

## પાણીમાં કેવી રીતે ઊતરવું?

એક ગામથી બીજે ગામ જતા માર્ગમાં કેડ બરાબર પાણી આવતું હોય, તો પહેલાં પગથી માથા સુધીનું શરીર જીવજંતુ તપાસી સાફ કરવું; પછી એક પગ પાણીમા અને બીજો પગ જમીન ઉપર — એ પ્રમાણે[1] સંભાળપૂર્વક, પોતાના હાથપગ બીજાના હાથપગ સાથે અથડાય નહીં તેમ, રૂડી રીતે પસાર થવું.

પાણીમાંથી પસાર થતી વખતે શરીરને ઠંડક માટે કે દાહ મટાડવા, ઊંડા પાણીમાં જઈ ઝબકોળવું નહિ; પણ સમાન પાણીમાં થઈને જ ચાલ્યા જવું. સામે કાંઠે પહોંચીને, શરીર ભીનું હોય ત્યાં સુધી કિનારે જ થોભી જવું. ભીના શરીરને કોરું કરવા લૂછવું, ઘસવું કે તપાવવું નહિ; પણ જ્યારે સ્વાભાવિક રીતે ભીનાશ ઊડી જાય, ત્યારે શરીરને લૂછી કરી આગળ ચાલવું. [ ૧૨૪ ]

## નાવમાં કેવી રીતે જવું?

માર્ગમાં નાવ વડે પાર કરાય તેટલું પાણી આવે, તો ભિક્ષુને પોતાને માટે જ ખરીદી હોય, ઉછીની આણી હોય, અદલ-

---

૧. ટીકાકારના કહ્યા પ્રમાણે, એક પગ પાણીમાં મૂકી બીજો પગ ઊંચો કરવો — પાણીમાં જ બને. પગ ધૂમરડતા ન જવું.

બદલી કરી હોય, યા સ્થળ ઉપરથી જળમા આણી હોય, અથવા જળમાથી સ્થળ ઉપર આણી હોય, ભરેલી ખાલી કરાવી હોય, કે કાદવમાં ખૂચેલી ઉપર કઢાવી હોય — તેવી નાવમા તેણે કદી ન બેસવુ; પરંતુ, જે નાવ ગૃહસ્થોએ પોતે સામે પાર જવા તૈયાર કરી હોય, તે નાવને તેવી જાણી, ભિક્ષુએ તે ગૃહસ્થોની પરવાનગી લીધા બાદ એકાંતમાં ચાલ્યા જવુ; અને પોતાનાં વસ્ત્રપાત્રાદિ તપાસી લઈ, તથા તેમને એક બાજુ મૂકી, માથાથી પગ સુધીના શરીરને લૂછી સાફ કરવુ, પછી, (સામે પાર પહોચાય ત્યાં સુધી) ખાનપાનનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા[1] લેવી, અને એક પગ પાણીમા તથા બીજો પગ જમીન ઉપર, એમ સંભાળપૂર્વક વહાણ ઉપર ચડવુ [૧૧૮]

નાવ ઉપર ચડતી વેળા તે આગલા ભાગ ઉપર જઈને ન બેસે, છેડે પણ ન બેસે, કે મધ્યે પણ ન બેસે તથા વહાણના પડખા પકડી, આંગળી કરી, કે ઊંચો નીચો થઈ, અંદર કશુ જો જો ન કરે નાવવાળો જો તેને આવીને કહે કે, 'હે આયુષ્મન્, તુ આ વહાણને સામે ખેચ કે ધકેલ, કે આ વસ્તુ તેમા નાખ, કે તેને દોરડુ પકડી ખેચ, તો તેણે તેના તરફ ધ્યાન ન આપવુ, પણ ચૂપ રહેવુ. પેલો એમ કહે કે, 'તારાથી એમ ન થઈ શકે, તો અમને નાવમાથી દોરડુ કાઢી આપ, જેથી અમે ખેચીએ,' તો પણ તેણે કાંઈ

૧. મુદ્દો એવો હોય છે કે, સામે પાર જીવતો પહોચે, તો એ પ્રતિજ્ઞા મટી જાય, પણ અધવચ મરી જાય, તો મરતા પહેલાં અનશન સ્વીકાર્યાનુ ફળ મળે. મૂળમા તેને માટે સાગારિક ભક્ત-પ્રત્યાખ્યાન શબ્દ છે.

ન કરવું. પેલો એમ કહે કે, 'તુ નાવને હલેસું, ચાટવો, વાંસ, કે વળો લઈને[1] ચલાવ;' તો પણ તેણે કાંઈ ન કરવું. પેલો એમ કહે કે, 'તુ નાવમાં ભરાતા પાણીને હાથ, પગ, વાસણ કે પાત્રથી ઉલેચ;' તો પણ તેણે કાંઈ ન કરવું. પેલો એમ કહે કે, 'નાવના આ છિદ્રને તુ તારા હાથ, પગ, વગેરે અવયવોથી કે (નાવમાં રહેતા તેવા કોઈ સાધન વડે, કે) વસ્ત્ર, માટી, કમળપત્ર કે કુરુવિંદ ઘાસ વડે ઢાંકી રાખ;' તો પણ તેણે કાંઈ ન કરવુ. મુનિએ, છિદ્રમાં થઈને પાણી ભરાતું જોઈને, તથા ઉપરાઉપરી નાવને ડૂબતુ જોઈ ને, નાવિકને જઈને એમ ન કહેવુ કે, 'આ પાણી ભરાય છે,' તેમજ પોતાના મનમાં પણ તે વાત ઘૂંટયા ન કરવી. પરંતુ, વ્યાકુળ થયા વિના, તથા ચિત્તને બહાર જવા દીધા વિના, પોતાની જાતને એકાગ્ર કરી, સમાહિત કરવી. પેલો નાવિક આવીને તેને બીજું કાંઈ કામ બતાવે, જેમ કે 'આ છત્ર પકડ, કે અમુક શસ્ત્ર પકડ, કે આ છોકરા-છોકરીને દૂધ કે પાણી પીવરાવ,— તો તેની વાત તેણે કબૂલ ન કરવી. આથી ચિડાઈને કોઈ એમ કહે કે, 'આ સાધુ તો નાવ ઉપર નકામો બોજો જ છે, માટે એને પકડી પાણીમાં ફેંકી દો;' તો એ સાંભળી તે મુનિએ તરત ભારે વસ્ત્રો અલગ કરી, હલકાં વસ્ત્ર શરીરે કે માટે વીંટી લેવા, અને પેલા ક્રૂરકર્મી લોકો તેને હાથ વડે પકડી પાણીમાં નાખવા આવે, તો તેણે તેમને કહેવુ કે, 'આયુષ્માન ગૃહસ્થ! મને હાથ પકડી ફેંકવાની કાંઈ જરૂર

---

૧. મૂળમાં 'અવલક' નામના તેવા નાવ હંકારવાના સાધનનું નામ વધારે છે.

નથી. હું પોતે જ પાણીમા ઊતરી પડીશ.' એમ કહેવા છતાં પેલા તેને પકડીને ફેંકી દે, તો પણ તેણે મન ન બગાડવું, કે તેમની સામા ન થવુ; પરંતુ, વ્યાકુળ થયા વિના, સાવધાનીથી તે પાણી તરી જવુ [૧૨૦-૧]

ભિક્ષુ પાણીમા તરતી વખતે હાથ પગ વગેરે ન ઉછાળે[૧], તેમજ ડૂબકીઓ ન મારે; કારણ કે, તેમ કરવાથી પાણી નાક-કાનમાં પેસી નાહક વિનાશ પામે મુનિ પાણીમાં તરતાં થાકી જાય, તો તે પોતાના બધા કે થોડા વસ્ત્રાદિ જતા કરે, તેમનાસાં બધાઈ ન રહે પછી જ્યારે કાંઠે પહોચે, ત્યારે શરીર સૂકવવા તેને લૂછે, ઘસે કે તપાવે નહિ; પણ આપોઆપ તેની ભીનાશ ઊડી જાય, ત્યારે તેને લૂછી કરીને આગળ ચાલે. [૧૨૨]

ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે કે, તે બધી બાબતમા હમેશાં રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમા તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે.

---

૧. મૂળમા તો, અવયવો એક બીજા સાથે ન 'आस्वादयेत्' — અડકાડે — એવુ છે, તરતી વખતે એવું કાંઈ કરાવુ હોય એવું જાણમા નથી.

# ૪

## ભાષા

ભિક્ષુએ અહીં વર્ણવેલા વાણીના આચારો સાંભળીને જાણવું કે, નીચેના વાક્પ્રયોગો અનાચારરૂપ છે, તથા તેમને સત્પુરુષોએ આચર્યા નથી. તે જેવા કે : ક્રોધથી બોલવું, માનથી બોલવું, માયાથી બોલવું, લોભથી બોલવું, જાણી-બૂઝીને કઠોર બોલવું, અજાણતાં કઠોર બોલવું વગેરે. વિવેકી પુરુષે આ બધા દોષયુક્ત વાક્પ્રયોગોનો ત્યાગ કરવો. [ ૧૩૨ ]

સાધુએ (જાણ્યા વિના કે ખાતરી કર્યા વિના) નિશ્ચયપૂર્વક નહિ બોલવું; જેમકે આમ ચોક્કસ છે કે આમ ચોક્કસ નથી જ; (અમુક સાધુને) આહારપાણી મળશે જ કે નહિ મળે; તે ખાઈ લેશે જ, કે નહિ જ ખાઈ લે; અમુક આવ્યો છે જ કે નથી જ આવ્યો; આવે જ છે કે નથી જ આવતો; આવશે જ કે નહિ જ આવે. જરૂર પડ્યે, સાધુએ, વિચાર કરીને તથા ખાતરી કરીને જ નિશ્ચયપૂર્વક કાંઈ કહેવું. [ ૧૩૨ ]

એકવચન, દ્વિવચન, બહુવચન, નારીજાતિ, નરજાતિ, નાન્યતર જાતિ, પહેલો પુરુષ, બીજો પુરુષ, ત્રીજો પુરુષ, કે બીજો ત્રીજો મિશ્ર, કે ત્રીજો બીજો મિશ્ર,[1] ભૂતકાળ, વર્તમાનકાળ, ભવિષ્યકાળ, પ્રત્યક્ષ અને પરોક્ષ,— એ સોળ પ્રકારમાથી કોઈ પણ વાપરતી વખતે, વિચારપૂર્વક, ખાતરી કરીને, સાવધાનતાથી, સંયમપૂર્વક તથા ઉપર જણાવેલા દોષોનો ત્યાગ કરીને બોલવું. [૧૩૨]

ભિક્ષુએ નીચે પ્રમાણે વાણીના ચાર પ્રકારો જાણવા: સત્ય, અસત્ય, કંઈક સત્ય અને કંઈક અસત્ય, ન સત્ય કે ન અસત્ય[2] [૧૩૨]

---

૧. ટીકામા 'અધ્યાત્મ'નો અર્થ પહેલો પુરુષ ન કરતા, 'બીજું કહેવા જતા મનની વાત નીકળી પડે તે'— એવો કર્યો છે. તથા 'ઉપનીત'નો અર્થ પ્રશંસાવચન કર્યો છે, અને 'અપનીત'નો અર્થ પ્રશંસાથી ઊલટું — એવો કર્યો છે. તે જ પ્રમાણે મિશ્રનું પણ સમજવું.

૨ ચોથો પ્રકાર એ રોજના વ્યવહારમા બોલાતી વાણીનો, એટલે કે. કોઈને બોલાવતી–આજ્ઞા કરતી વખતે વપરાતી વાણીનો છે મૂળમાં આના પછી નીચેનાં વાક્ય છે 'વાણીના આ ચાર પ્રકાર ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળના તીર્થંકરોએ કહ્યા છે, કહે છે અને કહેશે. એ ચારે પ્રકારની વાણીનાં પરમાણુઓ અચિત્ત, તથા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શયુક્ત, તથા વધઘટ અને વિવિધ પરિણામ પામનારાં છે, એમ પણ તીર્થંકરોએ કહ્યું છે વાણી બોલતા પહેલા અને બોલ્યા પછી વાણી નથી હોતી, પણ અ-વાણી હોય છે. આમ બોલાતી હોય તે જ વખતે તે વાણી કહેવાય છે.' સંભવ છે કે, શબ્દ નિત્ય છે એવું માનનાર વાદીઓને જવાબરૂપે એ ભાગ હોય

આ ચારે પ્રકારની વાણીઓમાંથી જે કોઈ વાણી સદોષ, કર્મબંધન કરાવનાર, કર્કશ, કડવી, નિષ્ઠુર, કઠોર, અનર્થકારી, પ્રાણીઓના છેદન-ભેદન તથા તેમને ઉપદ્રવ-પરિતાપ કરાવનારી હોય, તે ચાહીને ન બોલવી. પરંતુ, જે વાણી સત્ય, સૂક્ષ્મ,[1] નહિ સત્ય કે નહિ અસત્ય, તથા ઉપર જણાવેલા દોષોથી રહિત હોય તે ચાહીને બોલવી. [૧૩૩]

ભિક્ષુ કોઈને બોલાવતો હોય, અને તે ન સાંભળે, તો તેને અવજ્ઞાપૂર્વક 'ચાંડાળ', 'કૂતરા', 'ચોર', 'છિનાળ', 'જૂઠા' વગેરે[2] સંબોધનથી ન ઉદ્દેશવો, તેમજ તેના માત-પિતાને પણ તેવા વિશેષણ લગાડી તેને ન સંબોધવો; પરંતુ, 'હે અમુક' અથવા હે આયુષ્માન, હે શ્રાવક, હે ઉપાસક, હે ધાર્મિક, કે હે ધર્મપ્રિય, એમ કહીને સંબોધન કરવું. સ્ત્રીની બાબતમા પણ એમ જ સમજવું. [૧૩૪]

ભિક્ષુએ આકાશ, ગર્જના અને વીજળીને દેવ ન કહેવાં. તેમજ દેવ વરસ્યો, કે દેવ વરસતો બંધ થયો, એમ પણ ન કહેવું. વળી, વરસાદ પડો યા ન પડો, ધાન્ય નીપજો યા ન નીપજો, રાત અજવાળી થાઓ યા ન થાઓ, સૂર્ય ઊગો યા ન ઊગો, રાજા જીતો યા ન જીતો—એમ પણ ન બોલવું. આકાશ વિષે કાંઈ કહેવાનું હોય તો તેને નભોદેવ કે એવું

---

૧. ઉપરથી અસત્ય દેખાતી પણ કુશાગ્રબુદ્ધિથી જોનારને સત્ય લાગતી.

૨. મૂળમાં: હોલ, ગોલ, કુપક્ષ (ખોટાં મા-બાપનો), ઘટદાસ, દગાબાજ — એ વિશેષણો વપરાય છે.

કાંઈ કહેવાને બદલે, અંતરિક્ષ[1]–એમ કહેવું. તેમજ, દેવ વરસ્યો એમ કહેવાને બદલે, વાદળ એકઠું થયું, કે વરસ્યું, એમ કહેવું. [૧૩૫]

મુનિ અથવા આર્યાએ કેટલાક હીન રૂપ જોઈને તેમને તેવાં જ ન કહેવા. જેમકે, સૂજેલા પગવાળાને હાથીપગો ન કહેવો; કે કોઢવાળાને કોઢિયો ન કહેવો વગેરે.[2] ટૂંકમાં, જે કહી બતાવવાથી સામો માણસ ગુસ્સે થાય, તેવી વાણી ચાહીને ન બોલવી.

ભિક્ષુએ કેટલાક રૂડાં રૂપ જોઈને તેમને તેવાં જ કહેવા: જેમકે ઓજસ્વીને ઓજસ્વી, તેજસ્વીને તેજસ્વી, યશસ્વીને યશસ્વી, વગેરે. ટૂંકમાં, જે કહી બતાવવાથી સામો માણસ ગુસ્સે ન થાય, તે ચાહીને બોલવું.

ભિક્ષુએ કોટ, કિલ્લા, ઘર વગેરેને જોઈને એમ ન કહેવું કે, આ સારું કરેલું છે, કે કલ્યાણકારી છે, કે કરવા જેવું છે. પરંતુ, જરૂર પડે તો એમ કહેવું કે, એ હિંસાપૂર્વક બાંધેલું છે, દોષપૂર્વક બાંધેલું છે, કે પ્રયત્નપૂર્વક બાંધેલું છે. અથવા, દેખાવડાને દેખાવડું કહેવું અને બેડોળને બેડોળ કહેવું. [૧૩૬]

તે જ પ્રમાણે તૈયાર કરેલાં ખાનપાનની બાબતમાં પણ સમજવું. [૧૩૭]

---

૧. મૂળમાં 'ગુજ્ઝાણુચરિય' 'ગુહ્ય દેવોનું વિચરવાનું સ્થાન' એ વિશેષણ વધારે છે.

૨ મૂળમાં મધુપ્રમેહવાળાનો તથા વઢેલા હાથ, પગ, નાક કાન અને ખોડવાળાના દાખલા વધારે છે.

ભિક્ષુએ કોઈ જુવાન તથા પુષ્ટ પ્રાણી, આખલો, પાડો, મૃગ, પશુ કે પંખી વગેરે જોઈને એમ ન કહેવું કે, એ ભરાવદાર, ચરબીયુક્ત, ગોળમટોળ, કાપવા લાયક કે રાંધવા લાયક છે; પણ જરૂર પડયે એમ કહેવું કે, એનું શરીર વધેલું છે, કે ભરાયેલું છે; અથવા તેનો બાંધો મજબૂત છે, અથવા તે લોહીમાંસથી ભરેલો છે, અથવા તે પરિપૂર્ણ અવયવોવાળો છે.

મુનિએ ગાયો વાછરડા વગેરેને જોઈને એમ ન કહેવું કે, તે દોહવા લાયક છે, કે પલોટવા લાયક છે, કે વાહને જોડવા લાયક છે, પણ એમ કહેવું કે, આ ગાય દૂઝણી છે, કે જુવાન છે, અથવા આ વાછરડો નાનો છે, કે મોટો છે

મુનિએ બાગ, પર્વત કે વનમાં મોટાં ઝાડ જોઈને એમ ન કહેવું કે, આ મહેલ બનાવવાના કામનાં છે, કે દરવાજો બનાવવાના કામનાં છે, કે ઘર, બાંકડા, આગળા, હળ, વાહન કે તેની કોઈ વસ્તુ બનાવવાને કામનાં છે. પણ એમ કહેવું કે, તે જાતવાન છે, ઊંચાં છે, મોટાં છે, બહુશાખાવાળાં છે, એડોળ છે, કે સુંદર છે

એ જ પ્રમાણે, વૃક્ષોને ફળ બેઠેલાં જોઈને એમ ન કહેવું કે, આ ફળ પાકાં છે, કે પકવીને ખાવા જેવાં છે, કે હમણાં જ ખાવા જેવાં છે, કે કુમળાં છે, કે કકડા કરવા લાયક છે. પણ બહુ ફળવાળાં વૃક્ષ દેખીને એમ કહેવું કે, ફળના ભારથી આ બહુ લચી ગયાં છે, કે તેમને ઘણાં ફળ બેઠાં છે, કે ફળોનું રૂપ બંધાયું છે.

મુનિએ ખેતરોમાં ઊભેલું ધાન્ય પાકેલું દેખી એમ ન કહેવું કે, તે પાકી ગયું છે, કે લીલું છે, કે લણવા યોગ્ય છે,

કે પોક પાડવા યોગ્ય છે પણ એમ કહેવુ કે, તે ઊગ્યું છે, કે વધ્યુ છે, કે કઠણ થયુ છે, કે રસયુક્ત છે; કે દાણા બેઠા છે કે ભરાયા છે [૧૩૮]

ભિક્ષુએ વિવિધ શબ્દો સાભળીને એમ ન કહેવુ કે, આ સારો યા ખોટો છે પણ સ્વરૂપ બતાવવા પૂરતો સુશબ્દને સુશબ્દ કહેવો અને દુ શબ્દને દુ:શબ્દ કહેવો. તે જ પ્રમાણે રૂપ, ગધ, અને રસની બાબતમા પણ સમજવુ. [૧૩૯]

ભિક્ષુએ ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ કરી, વિચારપૂર્વક, ખાતરીયુક્ત બોલનારા થવુ; સાભળવા પ્રમાણે કહેનારા થવુ, તથા, ઉતાવળા થયા વિના, વિવેક કરીને, સમભાવપૂર્વક, સાવધાનીથી બોલનારા થવુ [૧૪૦]

ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે કે, તે બધી બાબતમા હમેશા રાગદ્વેષરહિત તથા પોતાના કલ્યાણમા તત્પર રહીને, સાવધાનતાપૂર્વક વર્તે.

## ૫

## વસ્ત્ર

ભિક્ષુ કે ભિક્ષુણીને વસ્ત્રની જરૂર પડે, તો તેણે ઊન, રેશમ, શણ, તાડપત્રાદિ, કપાસ કે તૂલનાં બનેલાં કપડાં માગવાં. જે મુનિ બળવાન, નીરોગી, અને મજબૂત બાંધાનો હોય, તે એક જ વસ્ત્ર પહેરે; બે નહિ. અને જે સાધ્વી હોય તે ચાર વસ્ત્ર પહેરે· એક બે હાથનું, બે ત્રણ હાથના અને એક ચાર હાથનું એટલી લંબાઈનાં સળંગ ન મળે, તો સાંધીને કરે [૧૪૧]

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ વસ્ત્ર માગવા માટે બે ગાઉથી વધારે દૂર જવાની ઇચ્છા ન કરવી. [૧૪૨]

જે વસ્ત્ર ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને કે અમુક ગણતરીબંધ શ્રમણ બ્રાહ્મણ વગેરેને ઉદ્દેશીને ભૂતપ્રાણીઓની હિંસા કરીને તૈયાર કર્યું

હોય, ખરીદ્યુ હોય કે ઊછીનુ આણ્યું હોય[1] . . . તે વસ્ત્રને સદોષ જાણી ભિક્ષુએ ન સ્વીકારવુ.

વળી, જે વસ્ત્ર અમુક ગણતરીબંધ નહિ, પણ ગમે તે શ્રમણ બ્રાહ્મણ વગેરે માટે ઉપર પ્રમાણે તૈયાર કરવામાં આવ્યુ હોય, પણ તે હજુ બીજાએ પોતાનું ગણી વાપર્યું ન હોય, તો તે વસ્ત્ર પણ સદોષ જાણી ભિક્ષુએ ન સ્વીકારવું. પણ જે વસ્ત્ર બીજાએ પોતાનુ ગણી વાપર્યું હોય, તેને નિર્દોષ જાણી સ્વીકારવુ [૧૪૩]

તે જ પ્રમાણે, જે વસ્ત્ર ગૃહસ્થે ભિક્ષુ માટે ખરીદ્યુ હોય, ધોયુ હોય, રંગ્યુ હોય, સુગંધી દ્રવ્યો અને ક્વાથોમાં ઘસી મસળીને સાફ કર્યું હોય, અથવા ધૂપ આપી સુવાસિત કર્યું હોય, તે જ્યા સુધી બીજાએ પોતાનુ ગણી વાપર્યું ન હોય, ત્યા સુધી ન લેવુ પણ બીજાએ પોતાનું ગણી વાપર્યું હોય તો લેવુ [૧૪૪]

ભિક્ષુએ, બહુ મોઘા મૂલના કપડા[2] મળે તો પણ ન લેવા [૧૪૫]

---

૧ 'ઝૂટવી આણ્યુ હોય, (સહિયારી માલકીનું હોઈ, બધાની) રજા વિના મેળવ્યુ હોય, કે મુનિને સામે જઈને નિવેદિત કર્યું હોય' — વગેરે વિશેષણો પિંડૈષણા (પા. ૯૮) પ્રમાણે જ સમજવાં. દરેક માગવાની વસ્તુ માટે આ તથા પછીનો નિયમ સામાન્ય જ હોય છે

૨ તેની વિગતો મૂળમાં આ પ્રમાણે છે આજિન (અમુક જાતના ઉંદરનાં ચામડામાથી બનાવેલા-ટી૰), શ્લક્ષ્ણ (બારીક), બારીક તથા ચિત્રવિચિત્ર, આજક (અમુક દેશમા સૂક્ષ્મ રુવાટીવાળી બકરી થાય છે તેની રુવાટીના), કાયક (અમુક દેશમાં ઇંદ્રનીલ-

ઉપરના દોષો ટાળી, ભિક્ષુએ નીચેના ચાર નિયમોમાંથી કોઈ એકને અનુસરી વસ્ત્ર માગવાં :

૧ ઊની, સુતરાઉ વગેરેમાંથી કોઈ એક જાત નક્કી કરી, તે જાતનું જ જાતે માગવું અથવા આપે તો લેવું, એ પહેલો નિયમ

૨ પોતાને જોઈતું વસ્ત્ર ગૃહસ્થને ત્યાં દેખીને માગવું અથવા આપે તો લેવું, એ બીજો નિયમ

૩. ગૃહસ્થે પોતે અંદર કે ઉપર પહેરીને વાપરેલું વસ્ત્ર જ જાતે માગવું અથવા આપે તો લેવું, એ ત્રીજો નિયમ

૪. ફેંકી દેવા જેવું, એટલે કે જેને બીજો કોઈ યાચક યા ભિખારી લેવા ન ઇચ્છે, તેવું જ વસ્ત્ર માગવું અથવા આપે તો લેવું, એ ચોથો નિયમ

આ ચારમાંથી કોઈ પણ એક નિયમ અનુસરનારે એમ કદી ન માનવું કે પોતે જ સારો નિયમ લીધો છે, અને બીજાએ ખોટો નિયમ લીધો છે.[૧]

---

વર્ણનો કપાસ થાય છે તેના), ક્ષૌમિક (કપાસના), દુકૂલ (ગૌડ દેશના વિશિષ્ટ કપાસના), પટ્ટ (પટ્ટસૂત્રનાં), મલય (મલય દેશમાં થતા સૂતરના), વલ્કલના તંતુઓનાં (પત્તુન્ન), રેશમી (ચીન વગેરેનાં), દેસરાગ, અમિલ, ગજ્જફલ, કાલિય, કોયવ, કામળ તથા પ્રાવર (મોટો કામળ). નીચેનાં ચામડાના બનેલાં કપડા પણ ન લેવાં: ઉદ્ર (એ નામના સિંધુ દેશમાં થતાં માછલાંનાં), પેસ (એ નામના સિંધુ દેશનાં બારીક રુવાટીવાળા પશુઓના), પેસલ (તે પશુઓની રુવાટીના), કૃષ્ણ, નીલ તથા ગૌર રંગના મૃગના ચામડાનાં, વ્યાઘ્રચર્મનાં તથા સોનેરી જરીબુટ્ટી વગેરેવાળાં.

૧. આગળનું બધું પા ૧૩૭ મુજબ સમજવું

એ નિયમો અનુસાર વસ્ત્ર માંગવા જનાર ભિક્ષુને ગૃહસ્થ એમ કહે કે, 'તમે મહિના બાદ, કે દશ કે પાંચ દિવસ બાદ, અથવા કાલે કે પરમ દિવસે આવજો, ત્યારે અમે તમને વસ્ત્ર આપીશું,' તો ભિક્ષુએ તેને કહેવું કે, 'હે આયુષ્મન્ અથવા બહેન, મારાથી એવો સંકેત કબૂલ રાખી શકાય તેમ નથી. માટે તમારે જે આપવું હોય, તો હમણાં જ આપો.' તે સાંભળી, પેલો એમ કહે કે, 'ભલે, થોડી વાર રહીને જ આવજો,' તો પણ તેને ઉપર પ્રમાણે જ કહેવું. આ સાંભળી, પેલો પોતાના ઘરમાં કોઈને કહે કે, 'હે ભાઈ અથવા બહેન, અમુક વસ્ત્ર લાવો; તે વસ્ત્ર આપણે સાધુને આપી દઈએ, અને આપણે માટે બીજું લાવીશું,' તો એ વસ્ત્ર સદોષ જાણી સાધુએ ન લેવું.

અથવા, તે ગૃહસ્થ પોતાના ઘરના માણસને એમ કહે કે, 'અમુક વસ્ત્ર લાવો, આપણે તેને સુગંધી દ્રવ્ય[1] કે કવાથ વડે ઘસી, સાફ કરીને, કે સુગંધિત કરીને સાધુને આપીએ; અથવા ઠંડા કે ગરમ પાણીથી ધોઈને આપીએ; કે તેમાંનાં કંદ, લીલોતરી વગેરે કાઢી લઈને આપીએ,' તો સાધુએ તેને તરત જ કહી દેવું કે, 'હે આયુષ્મન્ અથવા બહેન, તમારે આપવું જ હોય, તો તેમ કર્યા વિના જ આપો' અને છતાં જો તે ગૃહસ્થ તેમ કરીને જ આપે, તો તેને સદોષ જાણી ન લેવું.

ગૃહસ્થ મુનિને કોઈ વસ્ત્ર આપવા માંડે, તો મુનિએ તેને કહેવું કે, 'હે આયુષ્મન્, હું એક વાર તમારા વસ્ત્રને

1. મગધમાં તેને માટે सिणाणेण (સ્નાનેન) શબ્દ છે ટીકાકાર તેનો અર્થ 'સુગંધી દ્રવ્યથી' (ઘસવું) એમ કરે છે.

ચારે બાજુ તપાસી લઉં.' આમ તપાસ્યા વગર વસ્ત્ર લેવામાં ઘણા દોષ છે. કારણ કે, તે વસ્ત્રના છેડામાં કોઈ કુંડળ, હાર વગેરે આભૂષણ કે બીજ, ધાન્ય વગેરે કોઈ સચિત્ત વસ્તુ બાંધેલી હોય માટે પહેલેથી જોઈ તપાસીને જ વસ્ત્ર લેવું. [૧૪૬]

મુનિએ જે વસ્ત્ર ઈંડાં, જીવજંતુ વગેરેથી યુક્ત જણાય, તે સદોષ જાણી ન લેવું. જે વસ્ત્ર જીવજંતુ વિનાનું હોય, પણ પૂરતું ન હોય, જીર્ણ હોય, થોડા વખત માટે આપ્યું હોય, પહેરવા લાયક ન હોય, તથા કોઈ રીતે પસંદ પડે તેવું ન હોય; તે પણ ન લેવું. પરંતુ જે વસ્ત્ર જીવજંતુ વિનાનું, પૂરતું મજબૂત, હંમેશ માટે આપી દીધેલું, પહેરવા લાયક તથા પસંદ પડે તેવું હોય, તે નિર્દોષ જાણી લેવું.

ભિક્ષુએ, પોતાનું વસ્ત્ર નવું નથી એમ જાણી, કે દુર્ગંધી જાણી, તેને સુગંધી દ્રવ્યો, ક્વાથો યા ઠંડા કે ગરમ પાણીથી ન ધોવું કે સાફ કરવું. [૧૪૭]

ભિક્ષુને વસ્ત્ર તડકે સૂકવવાની જરૂર પડે, તો તેમને લીલી કે જીવજંતુવાળી જમીન ઉપર ન સૂકવવાં; તેમજ થાંભી, ઉમરો, ખાડણિયો, નાહવાનો બાજઠ કે તેવી જમીનથી અધ્ધર રહેતી અથવા બરાબર ગોઠવાયેલી ન હોવાથી આમતેમ હાલતી જગાઓ ઉપર ન નાખવાં. તે જ પ્રમાણે કોટડું, ભીંત, શિલા, ઢેફાં, સ્તંભ, માંચો, માળ કે અગાસી જેવી જમીનથી ઊંચે રહેતી કે હાલતી જગાઓનું પણ સમજવું. પરંતુ, વસ્ત્ર લઈ તેણે એકાંતમાં જવું, અને

ત્યાં બળેલી જમીન વગેરે જીવજંતુ વિનાનું સ્થળ જોઈ-તપાસી, સાફ કરી, તેના ઉપર તેમને સૂકવવાં. [ ૧૪૮ ]

ભિક્ષુએ, પોતે સ્વીકારી શકે તેવાં વસ્ત્રો માગવાં, અને જેવાં મળે તેવાં પહેરવા તેમને ધોવા યા રંગવા નહિ; તેમજ ધોયેલાં યા રંગેલાં વસ્ત્ર ધારણ કરવાં નહિ. ગામતરે જતા કોઈ લૂંટી લે એ બીકે તેમને છુપાવવા નહિ; તેમજ કોઈ લૂંટવાનું મન ન કરે એવાં વસ્ત્ર જ ધારણ કરવાં આ વસ્ત્રધારી મુનિનો સંપૂર્ણ આચાર છે

ગૃહસ્થને ઘેર જતા તેણે પોતાના વસ્ત્ર સાથે લઈને જ જવું આવવું. તે જ પ્રમાણે શૌચ જતાં કે સ્વાધ્યાય કરવા જતાં પણ કરવું. પરંતુ વરસાદ વગેરેને[1] વખતે બધાં વસ્ત્ર સાથે લઈને ન જવું-આવવું. [ ૧૪૯ ]

કોઈ સાધુ બીજે ગામ જતી વખતે, થોડા વખત માટે ઊછીનું વસ્ત્ર લઈ આવે; અને પછી પરગામથી પાછો આવી, તે વસ્ત્ર મૂળ માલિકને આપવા માડે, તો તે તેણે પાછું ન લેવું, કે લઈને બીજાને ન આપી દેવું, કે કોઈને ઊછીનું ન આપવું, કે તેનો બદલો ન કરવો, કે બીજાને જઈને એમ ન કહેવું કે, 'હે આયુષ્મન્ શ્રમણ! તારે આ વસ્ત્ર જોઈએ છે?' વળી, તે મજબૂત હોય છતા તેને કાઢીને ફેંકી ન દેવું. પરંતુ, વપરાઈને રોળાયેલું તે વસ્ત્ર ઊછીનું લઈ જનારને જ આપી દેવું;—પોતે ન વાપરવું. ભિક્ષુઓનો આવો આચાર સાંભળી, કોઈ ભિક્ષુ એવો વિચાર કરે કે, હું થોડા વખત માટે વસ્ત્ર ઊછીનું લઈ આવું; અને પછી

---

૧ જુઓ પા. ૮૬.

બહારગામથી પાછો આવી, તેને પાછુ આપવા જઈશ, ત્યારે તે લેશે નહિ, એટલે તે મારું જ થશે,— તો તેને દોષ લાગે. માટે તેણે તેમ ન કરવું. [૧૫૦]

ભિક્ષુએ વર્ણયુક્ત વસ્ત્રને વિવર્ણ ન કરવાં કે વિવર્ણને વર્ણયુક્ત ન કરવા; બીજુ મેળવવાની ઇચ્છાથી પોતાનુ વસ્ત્ર બીજાને આપી ન દેવું; કે બીજાનું ઉછીનુ ન લેવું; કે તેનો બદલો ન કરવો; કે પોતાને અણગમતુ વસ્ત્ર કાઢી નાખવા બીજાને જઈને એમ ન કહેવુ કે; 'તારે આ વસ્ત્ર જોઈએ છે?' બીજાને સારુ ન દેખાતુ હોય, માટે મજબૂત વસ્ત્રને કાઢીને ફેંકી ન દેવું. માર્ગે જતાં કોઈ લૂટારુ તેને મળે, તો તેનાથી બીને પોતાના વસ્ત્ર બચાવવા ખાતર તેણે ઉન્માર્ગે ન ચડી જવુ, કે અમુક માર્ગે લૂંટારુઓ વસે છે એમ જાણી બીજે માર્ગે ન વળી જવુ; કે તે સામા આવીને માગે તો આપી પણ ન દેવાં; પણ આગળ (પા. ૧૨૭ માં) બતાવ્યા પ્રમાણે કરવુ. [૧૫૧]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે, વગેરે પા. ૮૨ મુજબ.]

# ૬

## પાત્ર

ભિક્ષુ અથવા ભિક્ષુણીને પાત્રની જરૂર પડે, ત્યારે તેણે તુંબીનું કે લાકડાનું કે માટીનું કે એવી જાતનું કોઈ પાત્ર માગવું. જે મુનિ બળવાન, નીરોગી અને મજબૂત બાંધાવાળો હોય, તેણે એક જ પાત્ર રાખવું, બે નહિ.

પાત્ર માગવા તેણે બે ગાઉથી વધારે દૂર જવાની ઇચ્છા ન કરવી.

જે પાત્ર ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને.. ...તૈયાર કર્યું હોય, કે ખરીદ્યું હોય...તે સદોષ જાણી ન લેવું...[વગેરે બે ફકરા પા ૧૩૯ પ્રમાણે.]

ભિક્ષુએ, બહુ મોંઘામૂલાં પાત્ર મળે તો પણ ન લેવાં.[1]

---

૧ મૂળમાં: 'સીસું, તાંબું, ચાંદી, સોનું, પિત્તળ, પોલાદ, મણિ, કાચ, કાંસું, શંખ, શીંગ, દાંત, કપડાં, પથ્થર, ચામડાં,' વગેરેના ગણાવ્યા છે.

ઉપરના દોષો ટાળી, ભિક્ષુએ નીચેના ચાર નિયમોમાંથી કોઈ એકને અનુસરી પાત્ર માગવું :

૧. તુંબીનુ, લાકડાનુ, માટીનુ વગેરેમાથી કોઈ એક જાત નક્કી કરી, તે જાતનુ જ માગવુ, અથવા આપે તો લેવુ, એ પહેલો નિયમ.

૨. પોતાને જોઈતુ પાત્ર ગૃહસ્થને ત્યાં દેખીને માગવું, અથવા આપે તો લેવું, એ બીજો નિયમ.

૩. ગૃહસ્થે વાપરેલું કે તેના વડે વપરાતાં બે ત્રણ પાત્રોમાંથી એક માગવું, અથવા આપે તો લેવું, એ ત્રીજો નિયમ.

૪. ફેંકી દેવા જેવું, એટલે કે જેને બીજો કોઈ યાચક યા ભિખારી લેવા ન ઇચ્છે, તેવુ જ પાત્ર માગવું, અથવા આપે તો લેવુ, એ ચોથો નિયમ. આ ચારમાંથી કોઈ એક નિયમ લેનારે બીજાની અવગણના ન કરવી. [વગેરે આગળ પા ૧૦૭ મુજબ.]

એ પ્રતિજ્ઞાઓ અનુસાર પાત્ર માગવા જનાર ભિક્ષુને ગૃહસ્થ વાયદા કરે, અથવા પાત્રને તેલ, ઘી, ચરબી વગેરે ચોપડીને કે સુગંધી દ્રવ્યો, ઠંડુ કે ઊનુ પાણી વગેરેથી ધોઈ માંજીને આપવાનુ કહે, તો તે સદોષ જાણી ન લેવું. [વગેરે પા. ૧૪૧ મુજબ.]

ગૃહસ્થ ભિક્ષુને એમ કહે કે, 'તમે થોડી વાર થોભો તો અમે રસોઈ વગેરે તૈયાર કરી લઈએ. ત્યારબાદ અન્નપાન ભરીને તમને પાત્ર આપીશું: ખાલી પાત્ર શ્રમણને આપવું તે ઠીક નથી;' તો ભિક્ષુએ પહેલેથી જ ના પાડી દેવી; અને છતા, ગૃહસ્થ તેમ કરીને જ આપવા માંડે, તો તે ન સ્વીકારવું

ગૃહસ્થ પાસેથી પાત્ર લેતા પહેલાં ભિક્ષુએ તેના દેખતાં તપાસીને પછી લેવું. કારણ કે, અંદર જીવજંતુ, વનસ્પતિ, બીજ વગેરે હોય.

[પછીના બે ફકરા આગળ વસ્ત્રૈષણા[1] (પા ૧૪૨) મુજબ જ લેવા. માત્ર જ્યા સૂકવવાની વાત છે, ત્યાં, 'તેલ, ઘી વગેરેથી ખરડેલું પાત્ર હોય, તો નિર્જીવ જમીન જોઈ-તપાસી, સાફ કરી, ત્યા સાવધાનીથી તેને ઘસી લેવું,' એમ સમજવું.] [૧૫૨]

ભિક્ષુએ ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા જતા પાત્રને પ્રથમ જોઈ-તપાસી સાફ કરવું, જેથી અંદર જીવજંતુ કે ધૂળ ન રહે. [૧૫૩]

ભિક્ષુ ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા ગયો હોય અને ગૃહસ્થ પાત્રમા ઠંડું પાણી ભરી લાવીને તેને આપવા માડે; તો પહેલેથી જોયુ હોય, તો તેને સદોષ જાણી ન લેવું; પણ અચાનક લેવાઈ જાય, તો તેને પાછું (તેના વાસણના) પાણીમા રેડી દેવું, (અને ન રેડવા દે, તો કૂવા વગેરેના પાણીમા) અથવા ભીનાશવાળી જમીનમા રેડી દેવું તેમ ન બને તેવું હોય, તો તે પાણી સહિત પાત્ર જ પરઠવી દેવું.

ભિક્ષુએ પોતાના ભીના વાસણને લૂછવું કે તપાવવું નહિ.

[ભિક્ષુએ ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવા જતી વખતે પાત્ર સાથે લઈને જવું, વગેરે વસ્ત્રૈષણા મુજબ, પા. ૧૪૩.]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે. વગેરે પા ૮૨ મુજબ]

---

૧. સૂત્ર ૧૪૭-૮.

## ૭

# મુકામ[1]

"પ્રવ્રજ્યા લઈ, હું ઘરબાર વિનાનો, ધન-ધાન્ય-પુત્રાદિ રહિત તથા પારકાનું આપેલું ખાનારો શ્રમણ થઈશ; અને પાપકર્મ હરગિજ નહિ કરું. હે ભગવત! બીજાએ નહિ આપેલી એવી કોઈ પણ ચીજ લેવાનું (કે રાખવાનું) ત્યજવાનો હું નિયમ લઉં છું."

આવી પ્રતિજ્ઞાવાળા મુનિએ, પછી ગામ, નગર કે રાજધાનીમાં ગયા બાદ, બીજાએ નહિ આપેલી કોઈ પણ ચીજ ગ્રહણ ન કરવી, બીજા પાસે ન કરાવવી, કે કોઈ કરતો હોય તેને અનુમતિ ન આપવી. પોતાની સાથે પ્રવ્રજ્યા લેનાર સાધુઓની પણ છત્ર, પાત્ર, દંડ વગેરે કોઈ પણ વસ્તુ, તેમની રજા માગ્યા વિના કે (રજા મળે ત્યારે) જોયા-તપાસ્યા વિના, કે સાફ કર્યા વિના ન લેવી. [૧૫૫]

---

૧. મૂળમાં 'અવગ્રહ' શબ્દ છે. તેનો અર્થ, 'પોતાની માલકીની ચીજ – પરિગ્રહ' તેમજ 'નિવાસસ્થાન' એમ બંને થાય. આ અધ્યયનમાં પણ બંનેને લગતાં વિધાનો છે.

ભિક્ષુએ મુસાફરખાનાં વગેરે સ્થળે જઈને, પહેલાં તે સ્થળ પોતાને યોગ્ય છે કે નહિ તે વિચારીને, પછી ત્યાંના માલિક કે અધિપતિ પાસે, ત્યા રહેવાની આગળ જણાવ્યા પ્રમાણે ( પા. ૧૧૪-૫ ) રજા માગવી.

રહેવાની જગ મળ્યા બાદ, તે મકાનમા જે બીજા શ્રમણબ્રાહ્મણાદિ અગાઉથી ઊતર્યાં હોય, તેમની છત્ર પાત્ર વગેરે વસ્તુઓ આઘીપાછી ન કરવી, તથા તે ઊંઘતા હોય તો તેમને ન જગાડવા. ટૂંકમાં, તેમને પીડાકર કે પ્રતિકૂળ એવુ કાંઈ જ ન કરવુ. [ ૧૫૫ ]

ઉતારો કર્યો બાદ, ત્યા પોતાના સમાનધર્મી કે સહભોજી જે સદાચારી સાધુઓ આવે, તેમને પોતે માગી આણેલાં ખાનપાન, સૂવાબેસવાનાં પાટિયા, પથારી, પાથરણું વગેરે માટે નિમંત્રિત કરવા; પરંતુ બીજાએ આણેલાં અન્નપાન વગેરે માટે બહુ આગ્રહ કરીને નિમંત્રિત ન કરવા. [ ૧૫૬-૭ ]

ત્યા ગૃહસ્થો કે તેમના પુત્રો વગેરે પાસેથી સોય, અસ્તરો, કાન-ખોતરણુ કે નરેણી વગેરે વસ્તુઓ પાછી આપવાની શરતે, પોતાના એકલાના ઉપયોગ માટે માગી આણી હોય, તો તે એકબીજાને અપવી નહિ; પણ પોતાનુ કામ પૂરું થતાં, તેને લઈ ગૃહસ્થ પાસે જવું. અને તેને ખુલ્લા હાથમાં રાખીને કે જમીન ઉપર મૂકીને, 'આ રહી, આ રહી' એમ કહેવુ; મતલબ કે, પોતે તેના હાથમા ન મૂકવી[1] [ ૧૫૭ ]

---

૧. બીજી અનુચિત વસ્તુની લેવડદેવડ નથી કરી, એવું બીજાઓ જોઈ શકે તે માટે. (?)

(કોઈ આંબાવાડિયામાં ઉતારો મેળવ્યો હોય, અને કેરી ખાવાની ઇચ્છા થાય,[1] તો જે કેરી જીવજંતુ વગેરે વાળી હોય, તેમજ જેને ચીરી, કકડા કરી, નિર્જીવ કરેલી ન હોય, તે ન લેવી પણ, જે કેરી જીવજંતુ વિનાની અને ચીરી, કટકા કરી, નિર્જીવ કરેલી હોય, તે લેવી. તે જ પ્રમાણે કેરીનાં અડધિયાં, પેશી, છાલ, રસ કે છૂંદા માટે પણ સમજવું.

તેવું જ, શેરડીના ખેતરમાં કે લસણના ખેતરમાં ઉતારો કર્યો હોય ત્યારે પણ સમજવું [૧૬૦]

ભિક્ષુએ ઉપર જણાવેલા દોષો ટાળી, નીચેના સાતમાંથી કોઈ એક નિયમ અનુસાર મુકામ મેળવવો

૧. મુસાફરખાનાં વગેરેમાં, તે સ્થળ પોતાને માટે યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરી, તેના માલિકની આગળ જણાવ્યા પ્રમાણે રજા માગી, મુકામ મેળવવો, એ પહેલી પ્રતિજ્ઞા.

૨. હું બીજા ભિક્ષુ માટે મુકામ માગીશ, અને બીજાએ માગેલા મુકામમાં રહીશ, એ બીજી પ્રતિજ્ઞા.

૩. હું બીજા ભિક્ષુ માટે મુકામ માગીશ, પણ બીજાએ માગેલામાં રહીશ નહિ, એ ત્રીજી પ્રતિજ્ઞા

૪. હું બીજા માટે મુકામ માગીશ નહિ, પણ બીજાએ માગેલામાં રહીશ, એ ચોથી પ્રતિજ્ઞા.

---

૧. મૂળમાં માલિકની રજા મેળવવાનો ચોખ્ખો ઉલ્લેખ નથી, પણ સમજી લેવાનો છે.

૫ હું એકલા મારે માટે મુકામ માગીશ, બીજા એ ત્રણ કે ચાર પાંચ માટે નહિ માગું, એ પાચમી પ્રતિજ્ઞા.

૬. જેને મકાને હું મુકામ સ્વીકારીશ, તેની પાસેથી જ તૃણ વગેરેનું[1] પાથરણું સ્વીકારીશ, નહિ તો ઉભડક કે પલાંઠી વાળીને બેસીને જ રાત કાઢીશ, એ છઠ્ઠી પ્રતિજ્ઞા.

૭ જેને મકાને ઉતારો કર્યો હશે, તેને ત્યા પથ્થર કે લાકડાની છાટ જેવુ કાંઈ તૈયાર મળી આવશે, તો તેના ઉપર સૂઈશ, નહિ તો ઉભડક કે પલાંઠી વાળીને બેસીને જ રાત કાઢીશ, એ સાતમી પ્રતિજ્ઞા.

[આ સાતમાંથી કોઈ એક નિયમ લેનારે બીજાની અવગણના ન કરવી વગેરે, પા. ૧૦૭ મુજબ[2]] [૧૬૧]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા ૮૨ મુજબ.] [૧૬૨]

---

૧ જુઓ પા ૧૧૮-૯.

૨. આ ફકરા પછી મૂળમા નીચેનો ફકરો છે: "ભગવાને એવુ કહેલું મે સાંભળ્યું છે કે, સ્થવિર ભગવંતોએ પાચ પ્રકારના અવગ્રહ (એટલે કે, માલકીની વસ્તુ કે મકાન) ગણાવ્યા છે. (૧) લોકમધ્યવર્તી રુચકદક્ષિણાર્ધ એ દેવેન્દ્રનો અવગ્રહ ગણાય છે (૨) ભરત વગેરે ક્ષેત્ર તે ચક્રવર્તી રાજાનો અવગ્રહ ગણાય છે. (૩) ગામ, વૃક્ષ, ઉદ્યાન, ગિરિ, કંદરા, દેવમંદિર, પરબ વગેરે ગૃહપતિ (તે સ્થળનો રાજા—જાગીરદાર) નો અવગ્રહ ગણાય (૪) જેને ઘેર ઉતારો કર્યો હોય, તે ગૃહસ્થનુ ઘર વગેરે તે ગૃહસ્થ (સાગારિક) નો અવગ્રહ ગણાય અને જે જગાએ સમાનધર્મી સાધુ વગેરે મહિનો માસ ઉતારો કરી રહ્યા હોય, તે જગા વગેરે તે સાધર્મિકનો અવગ્રહ કહેવાય."

## ૮

# ઊભા રહેવાનું સ્થાન[1]

ભિક્ષુ અથવા ભિક્ષુણીને ઊભા રહેવા માટે સ્થાનની જરૂર પડે, ત્યારે તેણે ગામ, નગર કે રાજધાનીમાં જવું. ત્યાં જે સ્થાન ઈંડાં કે જીવજંતુ વગેરેવાળું જણાય, તે સદોષ જાણી, મળ્યા છતાં ન લેવું. [વગેરે બધું આગળ પા. ૧૦૯-૧૧[2] મુજબ સમજવું.]

ભિક્ષુએ એ બધા દોષ ત્યાગી, નીચેની ચાર પ્રતિજ્ઞાઓમાંથી કોઈ એક મુજબ, ઊભા રહેવાનું નક્કી કરવું :

૧. અચિત્ત સ્થળમાં ઊભા રહેવું, અચિત્ત વસ્તુનું અવલંબન લેવું, હાથ પગ લાંબા-ટૂંકા કરવા, તથા થોડું ફરવાનું રાખવું, એ પહેલી પ્રતિજ્ઞા.

---

૧. અહીંથી માંડીને ચૌદમા અધ્યયન સુધીનાં સાત અધ્યયનો એ બીજી ચૂડા છે

૨. સૂત્ર ૬૪ તથા તે પછીનો કંદમૂળ સુધીનો ભાગ

૨. બીજું બધું ઉપર પ્રમાણે, પણ ફરવાનું ન રાખવું, એ બીજી પ્રતિજ્ઞા

૩ બીજું બધુ બીજી પ્રતિજ્ઞા પ્રમાણે, પણ અવલંબન કશાનુ ન કરવુ, એ ત્રીજી પ્રતિજ્ઞા

૪. અચિત્ત સ્થળ ઉપર ઊભા રહેવુ, અવલંબન કશાનું ન કરવુ, હાથપગ પણ લાંબા-ટૂંકા ન કરવા, હરવુ-ફરવુ પણ નહિ; તથા શરીર, કેશ, દાઢી, રૂવાડા અને નખોની દરકાર તજીને, (પરિમિત કાળ સુધી) હાલ્યાચાલ્યા વિના ઊભા રહેવુ, એ ચોથી પ્રતિજ્ઞા.

[આ ચારમાથી કોઈ એક નિયમ લેનારે બીજાની અવગણના ન કરવી વગેરે, આગળ પા. ૧૦૭ મુજબ.]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા. ૮૨ મુજબ [૧૬૩]

## ૯

# સ્વાધ્યાય માટેની જગા[1]

ભિક્ષુ અથવા ભિક્ષુણીને સ્વાધ્યાય કરવા માટે કોઈ જગાની જરૂર પડે, ત્યારે તેણે ગામ, નગર કે રાજધાનીમાં જવું, અને ઈંડાં કે જીવજંતુ વગેરે વિનાનું સ્થળ પસંદ કરવું. [વગેરે બધું આગળ પા ૧૦૯-૧૧[2] મુજબ સમજવું.]

ત્યાં જે બે, ત્રણ, ચાર કે પાંચ જણા સ્વાધ્યાય માટે જાય, તે સૌએ અન્યોન્ય શરીરને આલિંગન ન કરવું, ચુંબન ન કરવું, કે દાંત અને નખથી ક્ષત ન કરવા.

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પા. ૮૭ મુજબ.] [૧૬૪]

---

૧. મૂળ : 'નિશીથિકા.'

૨. સૂત્ર ૬૪ તથા તે પછીનો ક્રમૂળ સુધીનો ભાગ

## ૧૦

# મળમૂત્રની જગા

ભિક્ષુ કે ભિક્ષુણીને મળમૂત્રની પીડા થાય, અને તેની પાસે શરાવલુ[1] ન હોય, તો પોતાના સહધર્મી પાસે માગી લે; અને તેમા ઝાડોપેશાબ કરી, ઈંડાં કે જીવજંતુ વગેરે વિનાની જગાએ નાખી આવે.

જે સ્થળ ગૃહસ્થે એક કે અનેક સ્વધર્મી (જૈન) ભિક્ષુ કે ભિક્ષુણીને ઉદ્દેશીને. તૈયાર કર્યું હોય કે ખરીદ્યું

---

૧. મૂળમાં पायपुछण શબ્દ છે પાયપુંછણનો અર્થ સામાન્ય રીતે રજોયણું જ લેવાય છે. અહીં ટીકાકાર पादपुञ्छन समाध्यादौ એવો અર્થ કરીને જણાવે છે કે, ‘સ્વાધ્યાય કરવા બેઠા પછી અચાનક પ્રબળ શંકા થઈ આવે, તો વાસણમાં મળમૂત્ર કરવા; પહેલેથી જ જાને જવાય તેમ હોય, તો નિર્જીવ જગાએ જઈ મળમત્ર કરવા’ જો કે, છેવટના ફકરામાં (પા. ૧૬૭) તો હંમેશાં જાણે પાત્રમાં જ પ્રથમ ઝાડોપેસાબ કરી. પછી બહાર ફેંકવા જવું એવું વિધાન છે, એમ લાગે છે

હોય.. તે સદોષ જાણી તેમાં મળમૂત્રનો ત્યાગ ન કરવો. [વગેરે બે ફકરા પા. ૧૩૯, સૂ. ૧૪૩ પ્રમાણે સમજવા ]

જે જગા સાધુ માટે ગૃહસ્થે તૈયાર કરી કે કરાવી હોય, સરખી કરાવી હોય, કે ધૂપથી સુવાસિત કરી હોય, તેવી જગામા સાધુએ મળમૂત્ર ન કરવાં.

જે જગામાંથી ભિક્ષુ માટે ગૃહસ્થ કે તેના પુત્રો વગેરે કંદ, મૂળ, હરિયાળી વગેરેને આઘાંપાછા ખસેડે, તેવી જગામાં ભિક્ષુએ મળમૂત્ર ન કરવાં

ભિક્ષુએ થાંભલા, પાટ, માંચા, માળ, અટારી કે અગાસી જેવી જગાઓમાં મળમૂત્રનો ત્યાગ ન કરવો.

ભિક્ષુએ જીવજંતુવાળી, ભીની, ધૂળવાળી, કે કાચી માટી મસળેલી જમીન ઉપર, તથા સજીવ શિલા, ઢેફાં કે કીડાવાળા લાકડા ઉપર, તથા એવા જીવજંતુવાળા સ્થળમાં મળમૂત્ર ન ત્યાગવાં [૧૬૯],

જે જગા ઉપર ગૃહસ્થો વગેરેએ કંદ, મૂળ, બીજ વગેરે પાથર્યાં હોય, પાથરતા હોય, કે પાથરવાના હોય, તેવા સ્થાનમા ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો.

જે જગાએ ગૃહસ્થોએ ડાંગર, મગ, અડદ, તલ, કુળથી, જવ તથા જવજવ વગેરે વાવ્યા હોય, વાવતા હોય, કે વાવવાના હોય, તે જગાએ ભિક્ષુએ મળમૂત્ર ન ત્યાગવાં.

ભિક્ષુએ કચરાના ઢગલા ઉપર, બહુ કે થોડી ફાટેલી જમીન ઉપર, કાદવવાળી જમીન ઉપર, ઠૂંઠાંવાળી જમીન ઉપર, જવાર વગેરેની કડબવાળી જમીન ઉપર, શેરડીના ડાંડાવાળી જમીન ઉપર, તથા ખાડા, ગુફા, કોટડાં વગેરેવાળી ઊંચીનીચી જમીન ઉપર મળમૂત્ર ન ત્યાગવાં.

જ્યાં માણસો માટે રાંધવા કરવાનું કામ થતું હોય, કે ભેંસ, પાડા, ઘોડા, કબૂતર વગેરે પશુપંખી રાખવામાં આવતાં હોય, તેવી જમીન ઉપર ભિક્ષુએ મળમૂત્ર ન ત્યાગવાં.

જે ઠેકાણે માણસો કાંઈ કામનાથી ફાંસો લેતા હોય, કે પોતાની જાતને ગીધડાં પાસે ફડાવી દેતા હોય, કે ઝાડ કે પર્વત ઉપરથી ઝંપાપાત કરતા હોય, વિષભક્ષણ કરતા હોય, અથવા અગ્નિપ્રવેશ કરતા હોય, તેવી જગાએ ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો.

ભિક્ષુએ આરામ, ઉદ્યાન, વન, ઉપવન, દેવમંદિર, સભાગૃહ, કે પરબ જેવી જગાઓએ મળમૂત્રનો ત્યાગ ન કરવો.

ભિક્ષુએ કિલ્લાનો બુરજ (કોઠો), કિલ્લા અને નગર વચ્ચેનો માર્ગ, દરવાજો અને ગોપુર વગેરે સ્થળોએ મળમૂત્રનો ત્યાગ ન કરવો.

જ્યાં ત્રણ રસ્તા કે ચાર રસ્તા ભેગા થતા હોય, તેવાં ચૌટા, ચોક વગેરે સ્થળમાં ભિક્ષુએ મળમૂત્રનો ત્યાગ ન કરવો.

નિભાડો, ચૂનાની ભઠ્ઠી, સ્મશાન, સ્તૂપ, ચૈત્ય, નદી ઉપર નાહવાના તીર્થ, નદીકિનારાનો કાદવ,[1] તળાવનાં નાળાં,[2] પાણીની નીક, માટીની નવી ખાણ, નવું ગોચર, ખાણ,

---

૧ 'જ્યાં લોકો તીર્થ જાણી આળોટતા હોય' — ટીકા૦

૨ પરંપરાથી પૂજ્ય ગણાતા આવેલા સ્થળ (ओघायतनानि) — એવો અર્થ પણ થાય.

કે શાકભાજી તથા પત્ર, પુષ્પ, ફળ, બીજ અને લીલોતરીવાળી જમીનમાં[1] ભિક્ષુએ મળમૂત્ર ન ત્યાગવા. [૧૬૬]

ભિક્ષુએ પોતાનું કે બીજાનું પાત્ર લઈ, ખુલ્લા વાડામાં[2] કે ઉપાસરામાં એકાંત જગાએ, કોઈ જુએ નહિ તેવા તથા જીવજંતુ વગેરે વિનાના નિર્જીવ સ્થળમાં જવું; અને ત્યાં મળમૂત્ર કરી, તે પાત્ર લઈ, ખુલ્લા વાડામાં કે બળેલી જમીન ઉપર, કે એવી નિર્જીવ જગાએ, એકાંતમાં, કોઈ જુએ નહિ તેવે ઠેકાણે તેમને સાવધાનીથી નાખી આવવાં. [૧૬૭]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એજ સંપૂર્ણતા છે વગેરે, પા. ૮૨ મુજબ.]

---

૧ મૂળમાં બીજક, શણ, ધાવડો, કેતકી, આંબા, અશોક, નાગ, પુન્નાગ અને ચૂર્ણક, — એટલી વિગત છે.

૨. મૂળમાં आराम શબ્દ છે. ઉપવન, વાડો, એવો તેનો અર્થ થાય.

## ૧૧

## શબ્દ

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ ચારે પ્રકારના[1] વાદ્યોનો અવાજ સાંભળવાની ઇચ્છાથી ક્યાંય જવું નહિ. [૧૬૮]

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ વિવિધ સ્થળોએ થતા[2] વિવિધ પ્રકારના શબ્દો સાંભળવા જવું નહિ.

---

૧. મૃદંગ, નાંદીમૃદંગ, ઝાલર વગેરે વિતત — મઢેલાં વાદ્યો (૧). વીણા, વિપચી, બદ્ધીસક, તુનક, પણવ, તુંબીવીણા, ઢંકુણ વગેરે તત — તાર ખેંચેલા — તંતુવાદ્યો (૨). તાલ, કંસતાલ, લત્તિકા, ગોધિકા, કિરિકિરિઆ, એ તાલ (અથવા ઘન) વાદ્યો (૩). શંખ, વેણુ, વંશ, ખરમુખી, પિરિપિરિયા — એ શુષિર (ફૂંકીને વગાડવાનાં પોલા) વાદ્યો (૪).

૨. મૂળમાં તો 'કોટ કિલ્લા ખાઈ વગેરે શબ્દો' એવો જ પાઠ છે. ટીકાકાર, 'ત્યાં થતા અમુક અવાજો, અથવા ત્યાં કરાતા શ્રવ્ય ગેય, વગેરે અવાજો' સાંભળવા ન જવું એમ અર્થ લે છે. મૂળમાં તે સ્થળોની વિગતો આ પ્રમાણે છે: કોટ, કિલ્લા, ખાઈ, સરોવર, ઝાડી. વન, પર્વત, ગામ, નગર, રાજધાની, બગીચા, ઉપવન, મંદિર. સભા, પરબો, પચોટી, ચાચર, ચોક, હાથીખાનાં, તબેલા, અને પશુપંખીના વાડા

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ પાડા, બળદ, ઘોડા, હાથી કે કપિંજલ પક્ષીની સાઠમારીઓના અવાજ સાંભળી, ત્યાં ન જવું. તેમજ, વરકન્યાના લગ્નમંડપોમાં કે કથામંડપોમાં પણ ન જવું. તે જ પ્રમાણે હાથીઘોડા વગેરેની શરતોમાં, કે જ્યાં નાચ કે ગીતની રમઝટ મચી રહી હોય, ત્યાં ન જવું. [૧૬૯]

જ્યાં વઢવાડ ચાલતી હોય, બોલાબોલી થતી હોય, કે બે રાજ્યો વચ્ચે ઝઘડો ચાલતો હોય, ત્યાં ન જવું.

નાની છોકરીને શણગારી, ઘોડા ઉપર બેસાડી, તેની આજુબાજુ વીંટળાઈને લોકો જતા હોય, કે કોઈ પુરૂષને દેહાંતદંડ આપવા વધસ્થાને લઈ જવામાં આવતો હોય, ત્યાં પણ ન જવું.

જ્યાં અનેક ગાડાં, રથ કે મ્લેચ્છ તથા સરહદ ઉપરના લોકોનાં ટોળાં હોય, કે મેળાઓ હોય, ત્યાં પણ ન જવું.

જ્યાં અનેક સ્ત્રીપુરુષો, વૃદ્ધો, બાળકો તથા જુવાનો સુંદર આભરણો પહેરી, ગાતાં બજાવતાં તથા નાચતાં હોય, હાસ્યક્રીડા કરતાં હોય તથા ખાનપાન વગેરેથી ઉજાણી કરતાં હોય, તેવા મહોત્સવના સ્થળોએ પણ ન જવું.

ટૂંકમાં, ભિક્ષુએ આ લોકના કે પરલોકના, સાંભળેલા કે ન સાંભળેલા, દેખેલા કે ન દેખેલા શબ્દોમાં આસક્ત, કે મોહિત ન બનવું. [૧૭૦]

[ભિક્ષુ અથવા ભિક્ષુણીના આચારની એ જ સંપૂર્ણતા છે વગેરે, પાન ૮૨ મુજબ.]

# ૧૨

# રૂપ

ભિક્ષુ અથવા ભિક્ષુણીએ વિવિધ રૂપો — જેવાં કે, ગૂથીને કરેલાં, વીંટીને કરેલાં, પૂરીને કરેલા, સાધીને કરેલાં, લાકડા કોતરીને કરેલા, લેપીને કરેલા, ચીતરીને કરેલાં; મણિ વગેરેથી, હાથીદાતથી, માળાઓથી કે પાદડાં કાપીને કરેલાં,— જોવા માટે ક્યાંય ન જવુ [૧૭૧]

[ અહીંથી આગળ 'શબ્દ' અધ્યયનના બધા ફકરા, 'શબ્દ'ને બદલે 'રૂપ'નો ફેરફાર કરીને યોજવા ]

# ૧૩

# પરક્રિયા

ભિક્ષુએ પોતાને લગતી, ગૃહસ્થોએ કરેલી, નીચેની કર્મબંધજનક ક્રિયાઓ ઇચ્છવી નહિ, તેમ અટકાવવી[1] પણ નહિ.

જેમકે, કોઈ ગૃહસ્થ મુનિના પગ લૂછે, ચાંપે કે દાબે; તેમના ઉપર હાથ ફેરવે; તેમને રંગે; તેમને તેલ, ઘી કે ચરબી મસળે; યા તે બધું પગ ઉપર ચોપડે; યા પગને લોધ્ર, કલ્ક, ચૂર્ણ કે વર્ણ વડે ખરડે, યા તેમને ગરમ કે ઠંડા પાણીથી

---

૧. મૂળમાં 'न नियमयेत्' છે ટીકાકાર એનો અર્થ, 'શરીર અને વાણી વડે બીજા પાસે કરાવવી પણ નહિ' એવો લે છે. પરંતુ તે ઠીક નથી લાગતો કારણકે, ગૃહસ્થ પોતે અમુક વસ્તુ કરતો આવે, તો તે બાબતમાં કેમ વર્તવું, તેનો અહીં આદેશ છે. 'સાધુએ પોતે તેમને ઇચ્છવી નહિ (न आस्वादयेत्); પછી બીજો સેવા કરે કે ખાસડાં મારે, તેનું ફળ તે ભોગવશે.' (સૂત્ર ૧૩૩). પ્રો. જેકોબી અને પ્રો. રવજીભાઈ પણ ટીકાકારનો અર્થ કબૂલ નથી રાખતા

પખાળે કે ધુએ; તેમને કશાનો લેપ કરે કે ધૂપ કરે; પગમાંથી ખીલી કે કાંટો કાઢી નાખે, કે તેમાંથી પરુ, લોહી વગેરે કાઢી તેને ચોખ્ખો કરે,— તો તેણે તે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ.

એજ પ્રમાણે શરીરની બાબતમાં, તેમજ તેમા રહેલાં વ્રણ, ગડગુમડ, ચાંદી, ભગંદર વગેરેની બાબતમા પણ સમજવું.

કોઈ ગૃહસ્થ મુનિના શરીરનો પરસેવો, મેલ, કે આંખ કાન અને નખનો કચરો સાફ કરે; કે કોઈ તેના વાળ, રોમ, ભવા, બગલ કે ગુહ્યપ્રદેશના વાળ લાંબા દેખી કાપી નાખે, કે નાના કરે, તો તે તેણે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ.

કોઈ ગૃહસ્થ મુનિના માથામાથી લીખ કે જૂ વીણી કાઢે, કે તેને ખોળામા કે પલંગમા સુવાડી, તેના પગ વગેરે દાબે–મસળે: કે હાર, અર્ધહાર વગેરે છાતીનાં અને ગળાનાં આભરણો તથા મુકુટ, માળા, કે સોનાનો દોરો વગેરે તેને પહેરાવે: તો તે તેણે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ[1]

---

૧. આ આદેશથી શું સમજવું? વનમા કે એકાંતમા લઈ જઈ, ગૃહસ્થ આ બધું કરે છે, ભિક્ષુએ તે ઇચ્છ્યું નથી, તથા ભિક્ષા તરીકે તે વસ્તુઓ તેણે સ્વીકારી નથી, એટલે તે પહેરીને બહાર જવાનું તો ન જ હોય ટીકાકારનો અર્થ બેસાડી જોઈએ કે, 'જાતે ઇચ્છવું નહિ કે કરાવવું નહિ,' તો પણ એ પ્રશ્ન રહે જ કે, નિષેધ તો અમુક કરવામાં આવતી વસ્તુનો હોય. તો શું ભિક્ષુઓ ગૃહસ્થોને આમ ઘરેણા પહેરાવવાનું કહે?

એ જ રીતે, મુનિને બગીચામાં કે ઉદ્યાનમાં લઈ જઈને, તેના પગ વગેરે હાથે મસળે, તો પણ સમજવું. [ ૧૭૨ ]

કોઈ ગૃહસ્થ શુદ્ધ કે અશુદ્ધ વચન ( એટલે કે, મંત્ર )-બળથી, અથવા કંદ, મૂળ, છાલ કે લીલોતરી ખોદી-કપાવીને માંદા મુનિની ચિકિત્સા કરવા ઇચ્છે, તો તે તેણે ઇચ્છવું પણ નહિ, તેમ અટકાવવું પણ નહિ

દરેક જણ પોતે કરેલાનું ફળ ભોગવે છે એમ સમજવું [ ૧૭૩ ]

## ૧૪

# અન્યોન્યક્રિયા

[ ઉપરના અધ્યયનમાં જે ક્રિયાઓ ગૃહસ્થ મુનિને કરતો હતો, તે જ ભિક્ષુઓ અન્યોન્ય કરે, તો તે બાબતમા પણ, ૧૩ મા અધ્યયનમા જણાવ્યા પ્રમાણે જ સમજવુ ] [ ૧૭૪ ]

## ૧૫

# ભાવનાઓ[1]

## ૧

ભગવાન મહાવીરે પાંચ મહાવ્રતોની જે ભાવનાઓ ઉપદેશી છે, તે કહેવા માટે પ્રથમ ભગવાનનું જીવનચરિત્ર કહેવામાં આવે છે.[2]

ભગવાન મહાવીરના જીવનકાળના મુખ્ય પ્રસંગોમાંથી પાંચ પ્રસંગોએ ઉત્તરાફાલ્ગુની[3] નક્ષત્ર હતું. જેમકે :

---

૧. અહીંથી ત્રીજી ચૂડા શરૂ થઈ 'ગ્રહણ કરેલાં વ્રતો જીવનમાં ઊંડાં ઊતરે, તે માટે દરેક વ્રતને અનુકૂળ થઈ પડે તેવી કેટલીક પ્રવૃત્તિઓ સ્થૂળ દૃષ્ટિએ ખાસ ગણાવવામાં આવી છે. તે ભાવના નામે પ્રસિદ્ધ છે.'

૨. આ વાક્ય મૂળનું નથી.

૩. મૂળમા તેને માટે 'હત્થુત્તર' (हस्तः उत्तरः यासाम्) શબ્દ છે.

